શ્રી.

વ. અ. ફો. જા. નંબર ૧૮૧

યાદી રાવ બહાદુર વડોદરા પ્રાંતના ન્યાયાધીશ સાહેબ તરફ મોકલવાની વરિષ્ટ અદાલતમાંથી.

અમારી પાસે એક ફોજદારી અપીલના તપાસના દરમીયાન એક સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટની જુબાની ઉપરથી એવું માલુમ પડયું કે એ માજીસ્ટ્રેટને ત્યાં એવો વહીવટ છે કે તે બે ત્રણ ફોજદારી મુંકદમાની ચોકશી એક સાથે પોતાની રૂબરૂ ચલાવે છે એટલે એક મુકદમાનો એક સાક્ષી અગર તોહોતમદારની જુબાની લીધા પછી તે જુબાની વાંચી સંભળાવવાનું તથા સાક્ષી કરાવવાનું કામ કારકુનને સોંપી પોતે બીજા મુકદમામાં જુબાનીઓ બીજા કારકુન પાસે લખાવી ચોકશી ચલાવવી સરૂ કરે છે. પણ એ પ્રમાણે કરવું બરાબર નથી. માટે આ ઉપરથી આપને લખવાનું જે આપના તાબાના સર્વે કોર્ટોના અધિકારીઓને આપે સુચના આપવી જોઈએ કે જે મુકદમાની ચોકશી ચાલતી હોય. તેમાં દર એક સાક્ષી અગર તાહોમતદારની જુબાની લે તે તેને વાંચી સંભળાવી. તે જુબાની પુરી કરવી. અને સાક્ષીદારને રજા આપ્યા પછી બીજા સાક્ષીની જુબાની સરૂ કરવી. સાક્ષી અગર તાહોમતદારની જુબાની કારકુન જેમ લખતો જાય તેમ તેમ અધિકારીએ પોતપોતાના ટીપણામાં લખતા જવું. જુબાની લઈ રહ્યા પછી તે ઉપરથી ટીપણુ લખવાનું અગર સાક્ષી અથવા તોહોમતદાર કહેતા જાય તે એકદમ ટીપણમાં લખી તે પછી જુબાની કારકુન લખી લે એમ કરવું નહી. મતલબ—જેમ જેમ જુબાનીનું લખાણ થતું જાય તેમ તેમ ટીપણુ પણ તેજ વખત લખવું તા૦ ૧૧ સપટેંબર સન ૧૮૭૬

ક્રશણરાવ નારાયણ ફો૦ દ૦ શી૦

બા૦ રૂસતમજી
ચીફ જસ્ટીસ.

શ્રી

યાદી                    તરફ વરીષ્ટ કોરટના અધિકારી તરફથી લખાઈ જણાવી કે, જે ફોજદારી કામમાં આરોપી કાચી કેદમાં હોયછે તે કામ વીશે હકીકતનાં પત્રકનો નમુનો આ સાથે મોકલ્યોછે તે પ્રમાણે એક આંકડી પત્રક દર મહીનાની પહેલી તારીખે બીજો હુકમ થતાં સુધી મોકલવાની તજવીજ આપણા તરફથી થવી.

સદરહુ પત્રક દર મહીનાની છેલી તારીખે તઇયાર થઈ દરેક અમલદારે તેજ દીવશે આ તરફ પરસપર મોકલતા જવું.

સર્વ કોરટોનું એક પત્રક વરિષ્ટ કોરટમાં તઈયાર થઈ નામદાર રાજે દીવાન સાહેબ બહાદુર તરફ તા૦ ૧૫ની અંદર મોકલવું જોઇએ. માટે વખતસર પત્રકો મોકલવા વીશે તજવીજ રાખવી. તા૦ ૨૧ માહે મે સન ૧૮૭૭.

શીવરામ રામચંદ્ર કાશીકર.

જનારદન સખારામ ગાડગીલ.
જડજ વરીષ્ટ કોરટ

શ્રી.

વરિષ્ટ કોર્ટ સરક્યુલર નંબર. ૨ સન ૧૮૭૭—૭૮

પરહદમાંના ગુનેહગારો બદલ માશીક પત્રકો મોકલવાની સમજુતીની કલમો.

રસીડેંન્ટશી પત્ર નંબર. ૬૦૮૦ તારીખ ૨૭ માહે સપટંબર સન ૧૮૭૭નોઆવ્યો. તેમાં પર ઇલાકામાંથી આ રાજ્યના માજીસ્ટ્રેટ તરફ ઇનસાફ માટે સોંપેલા ગુનેહગારોનો અને તેમના ફેંસલાનો તકતો આ તરફથી રશીડેંનટસીમાં દર મહીનાની પંદરમી તારીખે મોકલવા વિશે લખ્યું છે. એ માટે તકતાના નમુના ઠરાવી તે કેવા મોકલવા તે બદલ નિચે લખ્યા પ્રમાણે નિયમ ઠરાવવામાં આવે છે

૧ નંબર. ૧ નો તકતો સર્વ વર્ગના માજીસ્ટ્રેટે મોકલવો. તેમાં પ્રથમમા પાછલા મહિનામાં નીકાલ ન થતાં બાકી રહેલા ગુનેહગારો પૈકી જેનો નિકાલ થયોહશે તેની માહિતી તકતામાંના સર્વ આસનમાં આપી, બાદ ચાલુ મહિનામાં નવીન જે ગુનેહગાર સોંપી લીધા હશે. તેની માહિતી આપવી; જેનો નિકાલ થયો હશે તે બદલ સર્વ કોષ્ટક ભરવાં, જેનો નીકાલ થયો નહી હશે તે બદલ આસન ૧—૭ એકથી સાત ભરવાં.

૨ નમુના નંબર. ૨ નું પત્રક સુબા અને શેશન જડજે મોકલવું. નમુના નંબર. ૧ નું પત્રક ભરવા વીશે જે નીયમ ઉપલી કલમમાં લખ્યા છે તે નીયમ આ પત્રક ભરવા વિશે લાગુ સમજવા.

૩ નમુના નંબર. ૧—૨ નાં પત્રકો દરમહીનાની છેવટની તારીખે તેયાર થઇ બીજે દીવશે અધિકારીની સહીથી વરીષ્ટકોર્ટ તરફ પરભારચાં ઇંગ્રેજી ટપાલમાં મોકલતા જવાં. ગાયકવાડી ટપાલમાં મોકલ્યાથી એ તારીખ ૮ (આઠ) સુધી પત્રકો વરીષ્ટ કોર્ટના તરફ પોંચશે એવું હસે તો ગાયકવાડી ટપાલમાં મોકલવાં.

૪ આ પત્રકો વખતે વખત પર આ તરફ આવવાની જુબાબદારી માજીસ્ટ્રેટ જડજ અને સુબાની તથા તેમના ફોજદારી શીરસ્તેદારની પોતપોતાનાં પત્રકો વિશે છે. શીરસ્તેદારે મુદતસર પત્રકો મોકલવાની તજવીજ રાખવી જોઇએ. એ કામમા કસુર થયે સક્ત તજવીજ કરવામાં આવશે, વહીવટદાર વિગરે પ્રગણામાં ફરવા ગયા હશે તો જેના તરફ કચેરીનો ચાર્જ હશે તેણે સહી કરી પત્રક મોકલવાં અને પોતે સહી કરવાનું કારણ લખવું.

૫ અવલ કારકુન (માજીસ્ટ્રેટવર્ગ ૩) અને વહીવટદારની કચેરી ઘણું કરી એકજ હોય છે સબબ બંનો મળી એકઠું પત્રક મોકલશે તો ચાલશે. વહીવટદાર તરફથી કુલ, ફેસલ; બાકી પ્રથમથી દેખાડી તે નીચે અવલ કારકુનની કોર્ટ સંબંધી માહીતી લખવી.

૬ જે વખતે કોર્ટમાં ગુનેહગાર પાછલી બાકીમાં અથવા નવીન સોંપી લીધેલા અથવા ફેસલ કરેલા નહી હશે તે વખત પત્રકમાં મીડાં ભરી મોકલવાં. તા૦ ૨૪ અકટોબર સન ૧૮૭૮.

શીવરામ રામચંદ્ર.

જનાર્દન સખારામ ગાડગીલ.
જજ વરિષ્ટ કોર્ટ.

## સર્વ માજીસ્ત્રેટ કોર્ટ તરફથી આવવાનું માશીક પત્રક નંબર ૧.

ની કોર્ટમાં માહે સને ૧૮૭ મહીનામાં પર હદમાંથી સોંપી લીધેલા ગુન્હેગાર અને જે ગુન્હેગારોનો સદરહુ મહીનામાં ફેસલ થયો અને ફેસલ ન થતાં જે બાકી રહ્યા તે બદલ પત્રક સરક્યુલર નંબર ૨ તારીખ ૨૪ માહે અક્ટોબર સને ૧૮૭૭ પ્રમાણે મોકલવાનું.

| | |
|---|---|
| ૧ | અનુક્રમ નંબર. |
| ૨ | મુકદમા નંબર ને સાલ. |
| ૩ | જે અધિકારી તરફથી ગુન્હેગાર આવ્યા તેમનું નામ હોદો અને જીલ્લો. |
| ૪ | સોંપી લીધેલા ગુન્હેગારોનાં નામ અને રેહેવાનું ઠેકાણું ગામ તાલુકો જીલ્લા સહ. |
| ૫ | પર હદમાંથી ગુન્હેગાર સોંપી લીધાની તારીખ મહીનો સન અને ચોકશી સારૂ માજીસ્ત્રેટ તરફ દાખલ થયાની તારીખ મહીનો સન. |
| ૬ | પ્રાયમા ફેસી કેસમાં દાખલ કરેલો ચાર્જ પેનલકોડની કલમ અને શબ્દ અને સ્થાનીક કાયદાની કલમ સહ. |
| ૭ | ક્યાં ગુન્હો બન્યો ગામ તાલુકો અને જીલ્લો. |
| ૮ | ગુન્હો બન્યાની તારીખ મહીનો સન. |
| ૯ | ક્યા ચાર્જથી ફેસલ કરયો. અગર ઉપરી માજીસ્ત્રેટ તરફ કીંવા સેશન કોર્ટ તરફ મોકલ્યે. તે ચાર્જ પેનલકોડની કલમ અને શબ્દ અને સ્થાનીક કાયદાની કલમ. |
| ૧૦ | ફેંસલાનો સારાંશ અથવા જો ગુન્હેગાર ઉપરી માજીસ્ત્રેટ તરફ મોકલ્યા હશે કીંવા સેશન કમીટ કર્યા હશે તો તેનો પ્રકાર. |
| ૧૧ | ફેંસલાની તારીખ મહીનો સન. |
| ૧૨ | ઉપરી માજીસ્ત્રેટ કોર્ટ તરફ કીંવા સેશન જડજ તરફ ગુન્હેગાર મોકલ્યા હશે તો કોના તરફ મોકલ્યા તેમનું નામ અને હોદો. |
| ૧૩ | ફેંસલા કરનાર અધિકારીનું નામ અને હોદો. |
| ૧૪ | ગુન્હેગાર માજીસ્ત્રેટ તરફ દાખલ થયાથી ફેસલ સુધી કેટલા દીવસ લાગ્યા તે. |
| ૧૫ | દેર લાગવાનું કારણ. |
| ૧૬ | શેરો. |

ટીપ. પત્રકમાં પ્રથમ પાછલા મહીનામાં નીકાલ ન થતાં બાકી રહેલા ગુન્હેગારો પૈકી જેમનો નીકાલ થયો હશે. તેની માહીતી સર્વ આસનમાં આપો બાદ

આશુ મહીનામાં નવીન ગુન્હેગાર સોપી દીધા હશે તેની માહીતી આપવી. જેનો નીકાલ થયો તે બદલ સર્વ આસનો ભરવા. જેનો નીકાલ થયો નહીં હશે તે બદલ આસન ૧ થી ૮ ભરવાં. નમુનાની પાછ તેરીજકે. તે ભરવી. માલ મત્તા વિરૂધ્ધ ગુન્હો હશે તો માલની આશરે કીમત લખવી. દુખાપંતીના કામમાં જખમી માણસ કેટલા દીવસ આજારી હતો તે લખવું.

૨ આસન કમાં પરહદના અધિકારીનું નામ અને હુદો આપવો. જે વખતે આરોપી પર હદના અધિકારી તરફથી સોંપો લેવામા આવી મેજીસ્ટ્રેટ તરફ અહીંના અધિકારી મારફત ગુન્હેગાર ચોકશીમા આવશે. તે વખતે પર હદના અને અહીંના અધિકારીનાં નામો જુદાં જુદાં એક નીચે એક લખતાં જવું.

તેરીજ એક આંકડી.

| માહે ગુદસ્ત શીલક | | નવન ફાઈલ. | | ફેસલ. | |
|---|---|---|---|---|---|
| મુકદમા. | ગુનેહગાર. | મુકદમા. | ગુનેહગાર | મુકદમા. | ગુનેહગાર. |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

| બાકી માહે મજકુર | | | | |
|---|---|---|---|---|
| મુકદમા. | ગુનેહગાર | | | |
| | એક મહીનાની અંદર. | બે મહીનાની અંદર. | બે મહીનાની ઉપરાંત. | એકંદર. |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |

શ્રી

૧. અ. ફો. જા. નંબર. ૧૫૨

## સારક્યુલર

પાદી                    તરફ મોકલવાની વરિષ્ટ અદાલતમાંથી.

ફોજદારી કામમા ગુન્હેગારને દંડ અને દંડ અગર એકલા દંડની સીજા કરી. તે દંડ તે વખત નહીં ભરવાથી તે બદલ કેદની સીજા ભોગવવા તેમને તુરંગમા વારંટ સાથે મોકલવામાં આવે છે. તે પછી કેટલાએક પ્રસંગે દંડના રૂપીયા વસુલ આવ્યા છતાં કેટલાએક અધિકારી તરફથી તુરંગના જેલરને વખતસર ખબર આપવામા આવતી નથી. માટે આપ સાહેબને લખવાનું જે. આપે આપના તાબાના તમામ અમલદારોને ખબર આપવી કે જે ગુન્હેગારને દંડની શીજા કરવામાં આવી હોય અને તે તુરંગમા કેદ હોય તેવા ગુન્હેગારના દંડના રૂપીયા જેટલા વસુલ આવ્યા હોય તથા તે કારણથી કેદની જેટલી સીજા કમી અમલમા આણવાની તેની ખબર વખતે વખત તાબડતોબ જે જેલરના તાબામાં કેદી હોય તે જેલરને આપવા અને જો તે પ્રમાણે કરવામાં નહીં આવતે તે કારણથી કેદીને દંડના રૂપીયા વસુલ આવ્યા છતા કેદની શીજા ભોગવવી પડશે તો તેનું જોખમ તે અમલદાર ઉપર છે અને તે વીશે સકત ધ્યાન લેવામા આવશે.

જો દંડનો કાંઇ ભાગ વસુલ થવામા આવ્યો હોય તો તે બદલ કેટલી કેદની શીજા કમી અમલમાં આણવી તે દંડની રકમ બદલ જેટલી કેદની મુદત ઠરાવી હોય તેના વરાડે જેટલા રૂપીયા વસુલ આવ્યા હોય તેની ત્રૈરાશીની રીત પ્રમાણે હીસાબ ગણી મુદત કાહાડવી અને જેટલી મુદત આવે તેટલી તેને મજરે આપવી. અને તેમ કરતા શેષ ½ કરતાં કમી રહેતો શેષ બદલ તેને કાંઇ મજરે આપવું નહીં પણ જો ½ ઉપરાંત શેષ વધે તો એક દીવસ વધારે મુજરે આપવો. જેમકે "અ" નામના માણસને ૪૦ ચાળીસ રૂપીયા દંડ અગર તે ન આપે તો ૨૫ પચીસ દીવસ કેદ ભોગવે એવી સજા આપી છે. હવે તે માણસ દંડ પેટે રૂ૧૫) પંદર ભરયા અગર તેની જંગમ મીલકતથી તેટલા રૂપીયા વસુલ થાય છે. તો નીચે પ્રમાણે હીસાબ કરી તેની કેદની સજા કમી અમલમા આણવી.

રૂ.                    દીવસ.                    રૂ.

૪૦                    ૨૫                    ૧૫

                    ૧૫

૪૦) ૩૭૫ (૯—૧૫/૪૦                    કેટલા દીવસ.

                    ૩૬૦

                    ૧૫

એટલે ૯ નવ દીવસ તેની કેદની સજામા કમી કરવા અને શેષ ૧૫/૪૦ એટલે ½ કરતા કમી દીવસ રહ્યા છે માટે તે બદલ કેદીને કાંઇ મજરે આપવું નહીં.

સદરહુ મુજબ અમલમા આણવા આપ સાહેબ મેહેરબાની કરી તજવીજ કરશો.
તા૦ ૨૨મી નવેંબર સને ૧૮૭૭

કલ્યાણરાવ નારાયણ ફો. દ. શી.          ખ. રૂસ્તમજી
ચીફજસ્ટીસ.

---

શ્રી

અપીલ નંબર ૨૫૪ સંવત ૧૯૩૩          વ૦ આ૦ ફોજદારી ઠરાવ નંબર ૨૭૭.

ઠરાવ

આ કામમા અરજદારે બારી મુકી છે તે બંધ કરવાની સામાવાળાની તકરાર છે એવા કામમાં ફોજદારી કોરટે હાથ ઘાલવાનું કાંઈ કારણ નથી. જે શખ્સ પોતાની મીલકતનો અમુક રીતે ઉપયોગ કરવાનો પોતાનો હક સમજીને તે મીલકતમા કોઈ કામ કરે તો તે પોતાને જોખમ કરે છે અને તેમાં કામથી જેને હરકત હોય તેને દાવો દીવાનીમા કરવો જોઈએ. સ્થાવર મીલકત સંબંધી ખાસગી હકોનો તપાસ પક્ષકારો વચ્ચે કરવાને દીવાની કોરટો શીવાય બીજી કોઈ કોરટને અધિકાર નથી એ પ્રસિદ્ધ નીયમ છે. ઠરાવ ૧ ની કલમ ૧૧૨ માં ફરમાવેલું છે કે નવું કામ કરે અને તેનાથી કોઈને નુંકશાન પહોંચતું ન હોય તો કામનું સ્વરૂપ જોઈને ૫૦) પચાસ રૂપિયા સુધી સરકાર નજરાણાના લેવાને ફોજદારીના અધિકારી મુખતીયાર છે. એ કલમ ફકત નજરાણાનું લેવા બાબત છે. જ્યારે કોઈને નુંકશાન ન હોય ત્યારે એમ જે કલમમાં છે તેથી નુંકશાન છે કે નહી તેનો નિરણય ફોજદારીના અધિકારીને કરવાનો અખતીયાર નથી. કોઈ નુકશાનની તકરાર બતાવે તો તે દીવાનીમાં દાવો કરવા કહેવું અને તેની તકરાર રદ થઈને બારી મુકવાની તેને પરવાનગી દીવાની કોરટથી મળે અને તે બારી મુકે તો પછી તેની પાસેથી નજરાણાની રકમ ઉપલા કલમ મુજબ ફોજદારીના અધીકારીએ લેવાની છે. હવે ઠરાવ ૧ ની કલમ ૮૧ પ્રમાણે તજવીજ કરવી છે તેમાં બારી વીગેરે એવી રીતે હોય કે જેથી કરીને સર્વે લોકોને ઉપદ્રવ થાય તો તે વચેની તજવીજ કરવી એ વાત ઠરાયલી છે. સાર્વજનિક ભાસ હોય તેનો અટકાવ ફોજદારીમાંથી થાય પણ ફકત બે પડોશીની તકરાર થાય તેવા કામમાં ફોજદારીના અધિકારીએ હાથ ઘાલવો નહી.

હાલના કામમાં માજીસ્ટ્રેટ તથા સુબાસાહેબે જે ઠરાવ કરયો છે તે રદ કરીને હુકમ કરવામાં આવે છે જે હાલ જે સ્થિતિમાં કામ છે તેજ સ્થિતિમાં રહેવા દેવું અને તેથી જો સામાવાળાને હરકત હોય તો તેને દીવાનીમાં દાવો કરવાનું સમજુત આપવી. તા૦ ૨૫ જુન સન ૧૮૭૭ ઈ.

ખરશેદજી રુસતમજી
ચીફજસ્ટીસ.

---

શ્રી

સરક્યુલર નંબર ૨૮૮

વરિષ્ટ કોરટ તા૦ ૧૪ ફેબરૂવારી સન ૧૮૭૮

અમરેલી પ્રાંતના શીયા નગરના વહીવટદાર (માજીસ્ટ્રેટ વર્ગ ૨) બળવંતરાવ હરી અને ફોજદાર રાઘો રામચંદ્ર મહીવત જીજીના કામમા ખોટું પંચાયતનામુ કરયું અને સાક્ષીદારની જુબાનીઓ શેકેરી તથા બદલી નવીન ખોટી બનાવ્યા વિષે .તેમના ઉપર સાબીત થઈ નંબર ૧ ના રાઘો રામચંદ્રને વરસ ૧ સકત મજુરી સાથે કેદ રાખવા તથા તેમની પાસેથી દંડ રૂ. ૧૦૦) સો રૂપિયા લેવા. ન આપે તો વધારે સકત મજુરી સહ છ માસ કેદ રાખવા. અને નંબર ૨) ના બળવંતરાવ હરીને વરસ બે સકત મજુરી સાથે કેદ રાખી દંડ રૂ. ૨૦૦) બસેં રૂપિયા લેવો ને ન આપે તો ફેર ૭ માસ સુધી સકત મજુરી સાથે કેદમાં રાખવા એવો ઠરાવ આ કોરટથી નંબર ૧૩ સને ૧૮૭૮ નો કરવામાં આવ્યો છે.

આ ગુનોહ ઘણોજ ખરાબ છે કારણ સરકારી અમલદાર એવી રીતે કામના કામળ ફેરવે અને તેમને યોગ્ય સજા ન થાય તો ન્યાયનું કામ બરોબર ચાલે નહી [માટે સાસન કરવામાં આવ્યું છે.

બ૦ રૂસતમજી
ચિફ્જસ્ટીસ.

---

શ્રી.

## વરીશ્ટ અદાલત.

સરક્યુલર નંબર ૧૪

શીનોર મુનસીફ કોર્ટમાં એક મુંકદમાના કેટલાએક કાગળો નહીજેવા થયાના સંબંધે ડીપાર્ટમેન્ટલી ચોકશી કરી જે ઠરાવ થયો તે સર્વ કોરટને જાણવા સારૂં આ નીચે .લખી કોરટ તરફ મોકલવામાં આવેછે.

૧ શીનોર મુનસફ કોરટના મુકદમાં નંબર ૨૯૬૦ પૈકીનો મુનશીફે ફેંસલ કરયા બાદ તેમાંના કેટલાક કાગળો નહી જેવા થયાછે.. તે બદલ મેહેરબાન રાવબહાદર જનાર્દન સખારામ ગાડગીલ સેકન્ડ જજજે ઘણી મેહેનતથી તથા બારીક રીતે ચોકશી કરયા ઉપરથી એવું જણાઈ આવ્યુંછે કે ફેસલ થએલા મુકદમા કારકુન અરજુન નરેશ્વરના હવાલામાં છતાં અસલ મુકદમાના કાગળની પણ જુબાપદારી અરજુન મજકુર ઉપર હતી. છતાં ફેસલ થએલા મુકદમા રાખવાનું કામ મારા તરફ નહીં હતું. એવો ખોટો બાયસ દેખાડી .પોતાના ઉપરની જુવાપદારી દુર થવાનું યત્ન કરયાનું દેખાયછે. જે કાગળ નહીંજેવા થયાછે. તેના મીલાપથી થયાછે. કીંવા તેની હઈગઈથી થયાછે. એ વીથેની જુવાપદારી તેના ઉપરછે. *

૨ ફેસલ થએલા મુકદમામાંથી કાગળ વીગેરે કારણસર કારકુન કાશીનાથ બળવંત કાહાડેછે. અને પ્રતીવાદી તરફે જે કામનો ફેસલો થયા બાદ વાદીએ અપીલ

કરેથી તે અપીલ વાદી તરફ શું પુરાવછે.તે જોવામાં ન આવવા દેવાના હેતુએ વાદીના પુરાવાના કાગળ નહી જેવા થયાછે.તે કામમાં પ્રતીવાદીના વકીલ નારાયણ યશવંતની સારી ખટપટ ચોકશી અંતે દેખાઈ આવીછે. અને એ કારકુન સદર વકીલના પ્રથમ ખાનગી કારકુન છતાં હાલમાં શીનોર મુનશીફ કોરટમાં કારકુનીની જગ્યાએ છે.

૩ એકંદર ચોકશીમાં શીવાય દેખાઇ આવ્યુંછે કે. શીનોર મુંનશીફ કોરટનો જમાદાર જેઠાજી પક્ષકારોથી પઈશા માગેછે. આ માણસ ઘણો ચંચળ તથા હુંશીયાર દેખાયછે. અને તેના હાથથી એમ થવાનો સંભવછે.

૪ પ્રતીવાદીના સનંદી વકીલ નારાયણ એશવંતે પોતાના પક્ષકાર તરફથી ગેરરીતે પૈશા કઢાવવા માટે તજવીજ કરીછે, એવો તેણે એક કાગળ પોતાના પક્ષકારને લખી આપ્યો હતો તે કાગળ તેના પક્ષકારને ઘેર ઝાડ લેતાં જડ્યા ઉપરથી દેખાય છે અને ચોકશીની એકંદર હકિકતથી એ વકીલ ખટપટી વીગેરે વરતણુકીનોછે એવું સાફ રીતે થાયછે.

૫ સરકારી દફતરમાંના કાગળ નહીં જેવા થયા ને તેનો પત્તો ન લગાડવો એ વાત હાલની સ્થિતીને ઘણી અયોગ્ય છતાં એવા કૃત્યથી હાલના ન્યાયખાતાને ખોટું લાંચ્છનછે. અને તેજ પ્રમાણે વકીલોની સ્થિતી સુધરઈ જવાના કામમાં એવી સ્થિતીના લકીલ કરવા માટે હાલ ઘણો લક્ષ આપવામાં આવેછે. તેવા પ્રસંગે સદર વકીલ જેવા ખટપટીયા વકીલના હાથથી કામ લેવું યોગ્ય નથી.

૬ સદરહું સર્વ હકિકતનો પુક્ત વિચાર કરી એવો હુકમ કરવામાં આવેછે કે. સદર ચારે ઇસમોને તેમની જગ્યાએથી દુર કરયાછે.

૭ વકીલ મજકુરના હાલમાં સનંદ રદ કરીછે. પણ તેટલું બસ નથી. તેથી તેના ઉપર ગેર રીતે પૈશા લેવાનું યત્ન કરયા બદલ વીગેરે ચારજ રાખી ફોજદારી રીતે કામ ચલાવવું કીંવા નહીં. એ બદલ પાછળથી હુકમ આપવામાં આવશે. તેજ પ્રમાણે સદર બે કારકુન વીશે. શીવાય ચોકશીમાં જે પુરાવો મળશે તે જોઈ ફોજદારી કામ ચલાવવા બદલ વીચાર કરવામાં આવશે. તારીખ ૧૯ ફેબરૂવારી શને ૧૮૭૮

વીનાયક ગણેશ પટવરધન. ખ. રૂસ્તમજી.

ચીફજસ્ટીસ.

---

શ્રી.

ફોજદારી કોરટમાં રજીષ્ટરો રાખવાના સંબંધે સમજુતીની યાદ સાથે નમુનાઓ શન ૧૮૭૮ સાલ સારૂ તા૦ ૨૩ માહે ઓગષ્ટ સને ૧૮૭૭ ના રોજ મોકલવામાં આવ્યાછે. એમાંથી કેટલાએક નમુનાના આસનમાં કાંઈક જુજ ફેરફાર કરવો યોગ્યછે સબબ તે બાબતની કલમો નીચે લખ્યા પ્રમાણે.

માજીસ્ટ્રેટ કોરટના રજીષ્ટરોના નમુના વીશે.

૧ રજીષ્ટર નંબર ૨. એમાંના આસન ૨ માં "ફરીયાદીનું નામ" એમ લખ્યુંછે તે ઠેકાણે "અરજદારનું નામ" એમ લખવું અને બાકીનું મજકુર કાયમ રા-

એવો કારણ કે નાત્રાની પરવાનગીના કામો વીગેરેમાં ફરીયાદી કોઇપણ થતો નથી પણ અરજદાર હોયછે. આ પ્રમાણેજ આસન ૩ ૫ એમાં "ફરીયાદ" એમ દસકતછે તે ઠેકાણે "અર્જ" એમ દસકત કરવાને બાકીનો મજકુર કાયમ રાખવો.

૨ રજીષ્ટર નંબર ૩ એમાંના આસન ૧૪ માં "માજીસ્ટ્રેટ તરફ ગુન્હેગારને મુકદમા રવાના કરવાની તારીખ મહીના સન" આ દસકત આગળ "મુકદમા મોકલનારનું નામ અને હુદો એ દસકત વધારવા.

૩ રજીષ્ટર નંબર ૪ એમાંના અસન ૭ માં "દંડ માફ થયો હોયનો" આ દશકત આગળ "જેનાં" એમ દસકતછે તે ઠેકાણે "તેના" એમ દસકત કરવા ને બાકીનો મજકુર કાયમ રાખવો.

## શેસન કોરટમાંના રજીષ્ટર વિશે.

૪ રજીષ્ટર નંબર ૨ એમાંના આસન ૨ માં "મુકદમા નંબર" એમ લખ્યું છે તેના આગળ "અને સાલ" એમ દસકત વધારવા.

૫ રજીષ્ટર નંબર ૩-૪ એમાંના આસન ૫ માં "અપીલ કર્યાની તારીખ મહીના શન" એવા દસકતછે તેના આગળ "અને બીજી કોરટ તરફથી નીકાલ થવા આવ્યા હોયતો તેની દાખલ તારીખ મહીનો શન" એમ દસકત વધારવા.

સદર પ્રમાણે ફોજદારી કોર્ટના રજીષ્ટરોના નમુનામાં ફેરફાર કર્યાછે. તે પ્રમાણેજ તે નમુનામાં ફેરફાર કરી આવતી સાલની રજીષ્ટર બુકો તૈયાર કરવી ને દરેક રજીષ્ટરના દરેક પાન ઉપર તેમજ કોર્ટમાં ફોજદારી કામના સંબંધથી ચોપડા રાખ્યા હોય તેના દરેક પાંન ઉપર કોર્ટના શીકકો કરી એકુણમાં બાંધવી. તારીખ ૧૪ માહે જુલાઈ સને ૧૮૭૮

જનાર્દન સખારામ ગાડગીલ.
જજ વરીષ્ટ કોરટ.

---

## શ્રી.

### વરીષ્ટ કોર્ટ સરક્યુલર નં. ૧૦ સન ૧૮૭૭—૭૮

### (વરીષ્ટ કોર્ટ રીટંન સરક્યુલર નં. ૨ તા૦ ૨૪ માહે અકટોબર સન ૧૮૭૭ પુર્વણી સરક્યુલર.)

૧ કેટલાક ગુન્હેગાર લોક પરહદમાં ગુન્હો કરી આ રાજ્યની હદમાં આવેછે. અને આ તરફ પકડવામાં આવેછે. એવી રીતે પકડયા એટલે પ્રાયમો ફેશી કેસથી માગણી થાય ત્હાંસુધી કોઈકને ગુન્હાની સ્થીતી પ્રમાણે કાચી કેદમાં રાખવા પડેછે. પ્રાયમો ફેશી કેસ વેહેલો ના આવવાથી કેટલાક જણ વગર દરીઆફથી કેદમાં ઘણા દાહાડા રેહેછે એવું માલુમ પડેછે તે ન થવા કે આપંદનુ જાણી નીચે લખ્યા પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવેછે.

૨ માજીસ્ટ્રેટ કોર્ટ તરફથી દરમહીને અત્રેના સરક્યુલર નં ૨. તારીખ ૨૪ માહે અક્ટોબર સને ૧૮૭૭ અનવય પરહદમાંથી સોંપી લીધેલા ગુન્હેગારો બદલ પત્રક આવેછે તેમા પેહેલા પરહદમાંના ગુન્હેગારો સંબંધી સરક્યુલરો પ્રમાણે સર્વ માહીતી લખી તેના નીચે "પરહદમાં ગુનાહ કરેલા આરોપી કાચી કેદમાંછે તે બદલ" એવું સદર લખી તેના નીચે આ અનવય માહીતી આપવી.

૧ આસન ૩ માં પરહદમાંથી જે અમલદાર તરફથી વીગરે આરોપી સોંપવામાં આવેલા હશે તેનુ અથવા જે વખતે અહીના અમલદારે આરોપીને પકડયો હશે તે વખત તેનું નામ તથા હુદ્દો લખવો.

૨ આસન ૪ માં આરોપીનુ નામ વીગરે આપવું.

૩ આસન ૫ એમાં કેઈ તારીખે આરોપી સોંપી દીધા અથવા પકડયા તે બદલ તારીખ લખવી,

૪ આસન ૬ માં આરોપી ઉપર જે તોહોમત સમજવામાં આવ્યું હશે તે લખવું.

૫ આસન ૭ માં ગુનોહ કયાં બન્યો તે ગામ વીગરે લખવું.

૬ આસન ૮ માં ગુનોહ થયાની તારીખ વીગરે સમજઈ અવ્યો લખવી.

૭ જે માસમાં જે આરોપી પરહદના અમલદારો તરફ મોકશી સારૂ સોંપવામાં આવે અથવા યોગ્ય અધિકારીના હુકમથી ખુલો કર્યો, કરાય તેનુ તે મહીનાના પત્રકમાં નામ દાખલ હોવું જોઈયે તથા ઉપર લખ્યા પ્રમાણે આસન ભરી આસન ૧૦ માં કોના હુકમથી કોને સોંપી દીધો તથા ખુલો કર્યો તે તારીખ સહ લખવું.

૮ શેરાના કોષ્ટકમાં પ્રતેક આરોપીનાં નામ આગળ તે બદલ પ્રાયમા ફેશી કેસ મંગાવવા વીશે જે યાદી વીગરે લખેલી હશે તેના નંબર, તારીખો, તથા જે અધિકારીને તે લખેલી હશે તેનાં નામ તથા હુદ્દો લખતા જવું.

૩ આરોપી પરહદના અધિકારી તરફ સોંપી દેવાય ત્યાં સુધી અથવા તેને ખુલો કરવા વીશે યોગ્ય અધિકારીનો હુકમ મેળવી ખુલો થાય ત્યાં સુધી તે બદલની માહેતી દર મહીનાના પત્રકમાં ઉપર લખ્યા પ્રમાણે આપતા જવું. એવું કર્યાથી પ્રાયમાફેશી કેસ પરહદમાંથી આવવા વીશે અથવા તે ન આવે આરોપીને છોડી દેવા વીશે વખતસર તજવીજ કરવા ઠીક પડે. જે માજીસ્ટ્રેટ તરફ એવા પ્રકારના કાચી કેદમાં આરોપી અહી હશે તેણે કલમ ૨ માં લખ્યા પ્રમાણે સદર લખી તેના નીચે "એવા પ્રકારના આરોપી અમારા તરફ નથી" એવો શેરો લખવો.

૪ ચાલુ મહીના એટલે જુલાઈ માસના પરહદમાંના ગુનહેગારો સંબંધી પત્રક આવશે, તેમાં એવા પ્રકારના આરોપીની માહેતી આ સરક્યુલર પ્રમાણે લખવી.

૫ એ સરક્યુલર પેસતર જે અત્રેથી સરક્યુલર નંબર ૨ તા૦ ૨૪ માહે અક્ટોમ્બર સન ૧૮૭૮ નો કરવામાં આવ્યોછે તેની પુરવણી સરક્યુલરછે એમ સમજવું.

તા૦ ૧૫ મી જુલઈ સને ૧૮૭૮

શીવરામ રામચંદ્ર કાશીકર. }

જનાર્દન સખારામ ગાડગીલ.
જડજ વરીષ્ટ કોર્ટ.

શ્રી.

## સ્ટાંપ.

વ૦ અ૦ દી૦ સર૦નંબર ૫

## સારક્યુલર.

વરિષ્ટ કોરટ તા૦ ૧૪ માહે નવેંબર સન ૧૮૭૭.

સ્ટાંપ કાગળની બાબતમાં તા૦ ૧૩ જુલાઈ સન ૧૮૭૭ ના રોજ ખાનબહાદુર સરસુબાએ જાહેરનામુ પ્રસિદ્ધ કરેલાના સંબંધે આ સરક્યુલરથી જણાવવામાં આવેછેકે,

તા૦ ૧ માહે અગષ્ટ સન ૧૮૭૭થી સ્ટાંપ કાગળ ઉપર કોરટ ફી ષ્ટાંપ એવું લાલશહીથી લખેલું ન હોવાથી તે કાગળ ન્યાયાધિસ લેશે નહી.સદરહુ તારીખપહેલાં કોઇએ સ્ટાંપ વેચાણ લીધા છે તે ઊપર કોરટ ફી ષ્ટાંપ એવા લાલ શહીના અક્ષરે નહી હોવાથી કોરટ લેતા નથી એવું હાલમાં જણાય છે. પરંતુ સદરહુ જાહેરનામામાં પ્રથમ વેચાણ લીધેલા ષ્ટાંપ કાગળ ઉપયોગમાં આવશે નહી એમ નથી માટે પ્રથમ લીધેલા કાગળ ઉપર કોરટ ફી ષ્ટાંપ એવા લાલસહીના અક્ષરે નહી હશે તોપણ તે કાગળ જુની રીત પ્રમાણે વેચાણ લીધેલા હોવાથી કોરટના કામમાં વાપરવા હરકત થશે નહી.

ષ્ટાંપ નિબંધની કલમ ૨૫ માં એટલો ફેરફાર કરવામાં આવ્યોછે. કોરટ ફી સ્ટાંપ કાગળ કાઢવામાં આવ્યા છે તે સ્ટાંપ કાગળ જે માણસે વેચાણ લીધા હશે તેને બીજા કોઈને વેચવા અટકાવ નથી માટે જે તે વેચશે તે બદલ તેને સદરહુ નિબંધ કલમ ૨૫ લાગુ નથી. આથી એકાદ વકીલે કોરટ ફીના કાગળ સામટા વેચાણ લઈ જુદે જુદા કામમાં વાપરવાથી હરકત નથી.

રૂજુ નારાયણ માહાદેવ.
શીરસ્તેદાર

બા૦ રૂસતમજી
ચિફજસ્ટીસ

---

૧૬-૧૧-૭૬

શ્રી

## દીવાની.

સ્પેશીયલ અપીલ નંબર. ૮૭
સંવત ૧૯૩૩

## ઠરાવ.

નં. ૭

અપીલેન્ટ મુળ વાદી.
મારૂ. કાળીદાસ ખુશાલ રેહેનાર વડોદરાના.
વકીલ. મોરો બાપુજી.

રીસ્પોંનડેનટ મુળ પ્રતીવાદી.
મારૂ. હરીભાઈ રણછોડ મેયતના વારસ પુત્ર રામા તથા જેઠા હરીભાઈ તથા ધર્મા વીઠલ તથા નરશી ગુકા વિગરે રેહેનાર મચકુરના—

### દાવો રૂ૧૬)નો.

વાદીની અરજમાં હાંસલકે પ્રતીવાદીએ ગયા અસાડ માસમાં માહા ઉપર આ૦

મ ચોરીનું ખોટું તહોમત મુકી નાત બાહાર મુકયો તે તહોમત સાબીત કરયું નહી. અમારી નાતમાં પ્રતીવાદીઓ આગેવાન છતાં અસાડ મહિનાથી આજ સુધી ૮ આઠ નાતો થઈ તે પ્રત્યેક ન્યાતના ૩૨) એ પ્રમાણે ૩૧૬)નું નુકશાન મને થયું. સબબ સદરહુ રૂપિયા ખર્ચ સુધાં અપાવવા વિગરે—

પ્રતિવાદી નં. ૪ ના જવાબમાં લખેછે જે આમ ચોરી કરી એ વાત ખરી એ વિશે અમારી નાત ચાલ પ્રમાણે સર્વ નાત એક ઠેકાણે કરી અમારી નાતના ઠરાવ મુજબ એક નાત જમાડવી, એવું કેહેતાં તે નાકબુલ કરયું. સબબ નાતવાળા લોકોએ નાત બહાર મુકયો છે અને હમે છ જણાઓ કોઈ નાતના મુખતિયાર નથી કારણ સમસ્ત નાત મળી એને નાતબહાર મુકયો છે એ વિગરે.

સીટી મુનસીફ એમણે વાદીનો દાવો સાબીત કર્યો.
મુળ પ્રતીવાદીએ સીટી જડજ કોરટમાં અપીલ કરી.
સીટી જડજ એમણે અવલ નિવાડો રદ કરી અપીલ બહાલ કરી.
મુળ વાદીએ આ સ્પેશીયલ અપીલ કરીછે.

## ઠરાવ

આ કામમા વાદીની ફરીયાદ એવી છે કે, પ્રતીવાદીયો ન્યાતના આગેવાન છે તેમણે તથા ન્યાત મળી મને ન્યાતબહાર મુકયો છે. તેથી મને ન્યાતના આઠ જમણમાં બોલાવેલો નહીં સબબ આઠ ૮ જમણ બદલ ૩૧૬) મારૂં નુંકશાન થયું તે અપાવવું અને વાદીએ આમ ચોરી કરી એવું કારણ લગાવી તેને ન્યાત બાહાર મુકયો છે. વાદીનું કેહેવું એવું છે કે, એ તોહોમત મહારા ઉપર ખોટું મુકયું છે. અવલની કોર્ટે તોહોમત સાબીત નથી એવું ઠરાવી દાવો અપાવ્યો છે. અપીલમાં સર્વ ન્યાત વાળા ઉપર ફરીયાદ નથી તેથી દાવો રદ કર્યો છે. અપકૃત્ય શાસ્ત્રનો નિયમ એવો છે કે, એક કરતાં અધીક માણસે અપકૃત્ય કરી કોઈનું નુંકશાન કરયું હશે તો તે બદલ ડીમાંણીમાં દાવો દરએક ઉપર કીંવા સર્વ ઉપર કરવાને વાદી મુખ્તીયાર છે અને તેજ પ્રમાણે તે પૈકી થોડા માણસ ઉપર દાવો નુકશાનીનો કરવાને વાદી મુખ્તીયાર છે. હાલના કામમાં તો પ્રતીવાદીઓ ન્યાતના આગેવાનછે. એવું વએલા પૂરાવાથી જણાય છે તેથી તેના ઉપર દાવો ચાલવાને હરકત નથી. એવી ફરીઆદો નાતના આગેવાન એમની ઉપર કરેલીઓ ચાલેછે અને એવી ફરીયાદો સર્વ ન્યાતની ઉપરનીજ સમજવામાં આવે છે. માત્ર પ્રતીવાદીમાં અમુક માણસ આગેવાન અને સમસ્ત ન્યાત એવું લખવામાં આવે છે. જો તેવો ખુલાસો આ કામમાં થયો નથી તો પણ ફરીયાદ ન્યાતની ઉપરજ સમજવી જોઈએ.

હવે બીજી તકરાર એવી છે કે ન્યાતના સંબંધની ફરિયાદ કોરટમાં ચાલે નહી. નાત સંબંધની ફરિયાદ હોય તો તેમાં કોર્ટે હાથ ઘાલવો નહી. પરંતુ નાત પ્રકરણ છે એવું બાનું કાહાડી લોક ઉપર ગેરવ્યાજબી પ્રકાર ન થવા દેવા વાસે સંભાળ રાખ-

વાનું સરકારનું કામ છે. સબબ એ બદલ એવો નીયમ ઠરાવવામાં આવેલો છે કે. પ્રતીવાદીને નાતને ફીંવા આબરૂને બટ્ટો આવશે એવું કાંઈ કૃત્ય ગેર રીતથી ફીંવા યોગ્ય કારણ હોવા શીવાય નાતે કરયું હશે તો તે બદલની નુકશાની લેવાનો દાવો વાદીનો ચાલશે. વાદીને બીજી રીતે નાત ઉપર હુકમનામું, વાદીને ન્યાતમાં લેવો એવું મળી શકવાનુ નથી (ઇ.ને ૧૮૨૭નો કાયદો ૨ બીજો કલમ ૨૧ રકમ ૧ અને તેજ પ્રમાણે સદરહુ ગેર રીતના કૃત્ય બદલ ફીંવા યોગ્ય કારણ નસ્તો જે નાતવાળાએ કાંઈ કામ કોઈ વખતે વિરૂદ્ધ કરયું હશે તે બદલની વાદીની ફોજદારીમાં પણ ફરિયાદ ચાલી નાતમાં સદરહુ કૃત્યમાં સામીલ રહેનાર એમને શીક્ષા થઈ સકશે. પરંતુ ફોજદારી ચ લાવવામાં પીનલકોડની કલમ ૪૯૯ વીગેરેમાંના ઠરાવમાં તે કૃત્યનો સમાવેશ થવો જોઈએ. જો નાતવાળાએ વાદી વિરૂદ્ધ દ્વેષથી ફીંવા જુલમ સરખું કરયું એવું જણાઈ આવે તો વાદીને નુકશાની સારીજ મળશે. પરંતુ ન્યાતે જે કરયું તેથી વાદીને પોતાની ન્યાતની ફીંવા આબરૂની હાની થઈ છે તે કોરટે જોઈ અને વાદીની યોગ્યતા વીગેરે જોઈ યોગ્ય જણાય તે નુકશાની આપવાનીછે. હાલનો દાવો તેવી નુકશાનીનો નથી. ૮ આઠ જમણમાં વાદી ગયો હોત તો તેના ઘરનો ખરચ ઊગરયો હોત સબબ તે આ ઠ જમણની નુંકશાની માગેછે પરંતુ એવી નુંકશાની જમવા બદલની ન્યાતવાળા પાસે થી અપાવવી યોગ્ય નથી. કદાપી જમણ કરનારના ઊપર આવો દાવો કરેથી ચાલી શ કવાનું કારણ ન્યાત જમવાની હશે તો સર્વ ન્યાતવાળાએ તેને ત્યાં જઈ જમવાનો હક છે અને તેનો એવો હક ગયાથી તેનો જમવાનો ખરચ તે દીવશે પોતાને ઘેર ક રવો પડયો પરંતુ એ વાત સુલભ છે.

જે રીતે દાવો કરવામાં આવ્યો છે તે બદલ વિચાર કરી જોતાં આ દાવો અપાવવો અમને યોગ્ય લાગતો નથી.

ન્યાતના આગેવાન અને ન્યાત સમસ્તની ઉપર ન્યાતની હાની બદલ અને આ-બરૂની નુકશાની બદલ બીજો દાવો કરવાને વાદીને આ ઠરાવથી હરકત નથી.

•વાદીનો દાવો રદ કર્યોછે. પરંતુ ખર્ચ જેનો તેના ઉપર નાંખ્યોછે તારીખ ૬ જાનેવારી શન ૧૮૭૭

ખરસેદજી રૂસ્તમજી.
ચીફ જસ્ટીશ.

---

સ્પેશીયલ અપીલ નંબર ૩૨૦ અને ૩૨૩
સંવત ૧૯૩૩

## ઠરાવ

આ કામની હકીકત એવી છે કે વાદીએ પ્રતીવાદીને પ્રથમ રૂ. ૨૦) આપી તે બદલ રૂ. ૨૫) નું ખત લખી લીધું તેનો હીસાબ કરી અને બીજા રૂ. ૪ આપી નવું ખત રૂ. ૫૦) નું લખી લીધું તે ઉપરથી હાલનો દાવો થયેલો છે. શુમારે તેર ચઉદ મ-

હીનામાં રૂ. ૨૪)ના રૂ૫૦) કરેલા છે. પ્રતીવાદી જાતનો કોળી બીનવાકેફગાર માણસ છે. તેણે ખતમાં પણ બીજા પાસે શહી કરાવી એટલા ઉપરથી તેણે ખતમાંના સર્વે કરાર કબુલ કરયા એવું સમજવું કઠણ છે. એકંદર વ્યાજ જોતાં દર મહીને દર સેંકડે રૂ. ાાા સુધી થાયછે. પક્ષકારોએ કરેલો કરાર શક્તીનો કીંવા આંટીનો હોય તો તેનો અમલ નહી કરવાને કોરટને અધિકાર છે અને જે પ્રમાણે જે વ્યાજબી નીકળે. તે હુકમનામું કોરટે કરવાનું છે. નિબંધની કલમ ૨૫૬ અનવે એક ટકાના વ્યાજથી વધારે અપાવવું નહી. મુનશીફે મુદ્દલ રૂ. ૨૪) અને તેનું વ્યાજ ટકાનું ગણી તેટલો દાવો અપાવ્યો છે તે બરોબર છે તેટલા માટે મુનસીફનું હુકમનામુ કાયમ રાખી અપીલના જોઈન્ટ જડજનો ઠરાવ રદ કરીએ છીએ. અપાવેલા દાવાનો પ્રસિરેશી ખરચ આકરવું. તા૰ ૬ ઠી માહે સપ્ટેમ્બર સન ૧૮૭૭.

ખરી નકલ — બરસેદજી રૂસતમજી

તા૰ ૧૩-૧૦-૭૭ ગંગાધર — ચીફ જસ્ટીસ.

---

શ્રી.

## પરચુરણ માહીતી.

બાદી બારોટ ફીલાભાઇ અભેશંગ વિરૂદ્ધ જેશીંગભાઇ વરજભાઇના કામમાં દ તરફી બેસલો થયેલો છતાં પ્રતીવાદીએ ફરી તપાસમાં કામ લેવા પેટલાદના ફર્સ્ટકલાસ મુનશીફને અર્જ કરે તેમણે પોતાના અધિકાર બહારનું ગણી નંબર ૪૩ નું લખાણ વડોદરા જીલ્લાના જડજ સાહેબ તરફ કરવાથી જડજ સાહેબ મોસુફે નામદાર વરિષ્ટ અદાલત તરફ નંબર ૨૩૦ નું લખાણ કરે, તે નામદાર કોર્ટનો હુકમ નંબર ૨૫૬ તારીખ ૧૧ જુલઈ સને ૧૮૭૬ નો સાદર થયો કે ફરી તપાસની અરજી આવે એટલે સદરહું અરજી મંજુર કરવી યોગ્યછે કે નહીં એટલો નિર્ણય કરવા પુરતો પુરાવો આવે તો તે લઇ અભિપ્રાય સાથે વરિષ્ટ અધિકારી તરફ મોકલવો પછી વરિષ્ટ અધિકારી તરફથી જેમ હુકમ થાય તેમ અમલ કરવો.

વડોદરા માહાલના ફર્સ્ટકલાસ મુનશીફ રાવસાહેબ વીઠલ ભાઉદાજીએ નંબર ૧૫૦ ની વડોદરા જીલ્લાના જડજ સાહેબ તરફ યાદ મોકલી જણાવ્યું કે ખાતાને સ્ટાંપ ન હોયતો સરકારને નુકશાનછે ખાતામાં અનેક પ્રકારના કરાર હોય છે. અને તે કરાર પ્રમાણે દાવાની સાબીતી થએથી ઠરાવ થાયછે. એ ઉપરથી જીલ્લા જડજ સાહેબ તરફથી આવક નંબર ૧૧૩૮ તા૰ ૨૧ નવેંબર સને ૧૮૭૬ નું નામદાર ન્યાયાધિકારી વરિષ્ટ કોર્ટમાં થએ તે કોર્ટનો દિવાંણી શેરો જા. નંબર ૯૭૮ તા૰ ૩૦ નવેંબર સને ૧૮૭૬ નો સાદર થયો કે જે દસ્તાવેજ ઉપરથી અથવા ખાતા ઊપરથી કોર્ટમાં ફરીયાદ થશે તે કાગળ કોર્ટે પ્રથમ જોવો અને દસ્તાવેજ ન છતાં ખાતુ છુટા કાગળ ઊપર અથવા ચોપડામાં હોયતો તે ખાતુ કીંવા દસ્તાવેજ કેહેવાયછે એનો અર્થ કોર્ટને કરવાનોછે તે એવો કે મથાળા ઉપર ખાતુ એવું લખી જમા ઊધાર ફકત લેણુ દેણનીજ

રકમો હોયતો તે ખાતુ કેહેવાયછે. પરંતુ મથાળા ઉપર ખાતે એવું લખી તેમાં વ્યાજ આપવાનો તથા સાનમાં મીલકત તથા હમા વીગરેનો કરાર છતાં કોઈ કરારનો વાદીને મુદત સહીત લાભ લેવાનો હોયતો મથાળા ઉપર ખાતુ એમ લખવાથી તે ખાતુછે એમ સમજવું નહી તે દસ્તાવેજછે એમ સમજવું જોઈએ. અને તે કાયદાના સ્કેલ પ્રમાણે સ્ટાંપ લગાડી લેવાનું થવું જોઈએ પરંતુ કરારનો લાભ લેવાની વાદી ઈછા ન રાખતાં ફકત રૂપીઆ લેવા દાવો કરે તો તેને સ્ટાંપની જરૂર નથી એવો અમારો અભિપ્રાયછે અને તે પ્રમાણે ઇંગ્રેજીમાં પણ વહીવટ ચાલેછે તથા અમુક લેખ આ એકલુ ખાતુંછે કીંવા કરારછે એનો અર્થ કોર્ટને કરવાનોછે અને કાયદાનો અર્થ કરવાનોછે તે પણ કોર્ટે કરવો જોઈએ એવી નામદાર દિવાણ સાહેબ બાહાદુરની આગ્નાન થઈછે.

નામદાર ન્યાયાધિકારી વરિષ્ટ કોર્ટનો સરક્યુલર નંબર ૧૩૭૬ દિવાણી કેટલાએક કામમાં પક્ષકાર લોક પોતાની તરફથી કામ ચલાવવા સારૂં વકીલ ન કર્તાં મુખ્ત્યાર નીમી કામ ચલાવેછે પરંતુ તે મુખ્ત્યાર કાયદાના હેતુ પ્રમાણે ન હોવાથી કામ સારૂં ચાલતુ નથી માટે જે બાબતની ફરીયાદ હોય તે બાબતના વ્યવહારનો જાણનાર મુળથી માહીતગાર તેના હાથથી મુનીમ ગુમાસ્તા કારકુન વીગરે સરખો હોય તેને થયેલી વાતની સ્વત: માહીતી અસ્ત તે પ્રતિગ્ના ઉપર કેહેવા સરખો હોય તો તેવા મનુષ્યને મુખ્ત્યાર કરે તો લેતાં જવો તે શીવાય વકીલો સર્જા કામ કરનાર લોક પાછળથી વકીલ પ્રમાણે માહીતગારી બીજા પાસેથી મેળવીને મુખ્ત્યાર થાયતો તેવો મુખ્ત્યાર લેવાનો કાયદાનો હેતુ નથી સબબ તેવો મુખ્ત્યાર કબુલ કરવો નહી.

પેટલાદ ફર્સ્ટ કલાસ મુંનસીફે મુશલમાન મરનારના વારસ પ્રતીવાદીયોને કરજની બાબતમાં શરેહ લાગુ કરવી કે દેશ રીવાજ લાગુ કરવો એ વીશે નંબર ૧૫૬૪ નું લખાણ વડોદરા જીલ્લાના જડજ સાહેબ તરફ કરે ખાનબાહાદુર જડજ સાહેબે નામદાર ન્યાયાધિકારી વરિષ્ટ અદાલતને જા. નંબર ૧૦૫૯ નું લખવાથી સરક્યુલર જા. નંબર ૪૪૦ નું ફરમાન થયું કે મુશલમાન ગ્નાતને શરેહનો કાયદો લાગુછે. સબબ તેમણે શરેહના ઠરાવ પ્રમાણે ચાલવું યોગ્યછે. જ્યારે શરેહ શીવાય દેશ રીવાજ અને ગ્નાત રૂઢી વિરૂધ્ધ હશે તે રૂઢી સતત એક સરખી ચાલતી આવેલી જોઈએ. ક્યારથી ચાલુ થઈ તેનું ઠેકાણું લાગતુ નથી અને તે રૂઢીને અનુંસરીને લોક ચાલેછે અને તે પ્રમાણે રાજાયે અમલ કરયોછે એવા દાખલા મળવા જોઈએ તે એવા કે શરેહનો કાયદો છોડી ફકત દેસરીવાજ અને ગ્નાત ચાલથી તે રૂઢી રાજાએ અમલમાં આણીછે એવી જો પુરાવાથી ખાત્રી થાયે તો દેશ રીવાજ સમજવાનોછે. ગ્નાતના કેટલાક લોક કોઈ કોઈ વખત એકત્ર થઈ તેમણે એકાદ વહીવટ સરેહ વિરૂધ ચલાવેલો હશે તો કોઈ ગ્નાત રીવાજ અથવા દેશાચાર કીંવા રૂઢીછે એવું કહેવાય નહીં. દેશ રીવાજ અને ગ્નાતી ચાલનો વિચાર ગ્નાત પ્રકરણના કામમાં કરવાનોછે. લેણદેણના કામમાં શરેહનો આધાર લેવો યોગ્યછે.

શ્રી.

સર્વ દિવાની કોર્ટમા દિવાની રજીષ્ટરો રાખવાના સંબંધે સમજુતીની યાદ સાથે નમુના સને ૧૮૭૮ સાલ માટે તા૰ ૩ માહે ઓગષ્ટ સને ૧૮૭૭ના રોજ મોકલવામાં આવ્યા છે. તેમાંના કેટલાએક નમુનાના આસનમાં કાંઈ જુજ ફેરફાર કરવો અને કાંઈ નમુના રદ કરી તેના બદલે બીજા કરવા જરૂર છે તેથી તેની કલમો નીચે લખ્યા પ્રમાણે.

## સર્વ દિવાની કોર્ટના રજીષ્ટરના નમુના વીશે.

૧ રજીષ્ટર નંબર ૧ના આસન ૧૦માં "કોના તરફે" એવું સદર છે તે રદ કરી તેના ઠેકાણે "કેવી રીતે ( એટલે ફેસલી ફર, રાજીનામું, એક તરફી, દુતરફી, વીગેરે હશે તે પ્રકાર)" એવું લખવું.

૨ રજીષ્ટર નંબર ૧ના આસન ૧૭માં સ્પેશીયલ અપીલના એ અક્ષરો બાદ "ઠરાવને" એવા અક્ષરો કહાડી બાદ બાકીનો મજકુર કાયમ રાખવો.

૩ રજીષ્ટર નંબર ૩ના આસન ૧૪માં "કોર્ટમાં જાતે થઈ પૈસા ભર્યાથી" એ અક્ષર બાદ "અથવા બજાવનાર અમલદાર સમક્ષ દરખાસ્ત આપનારને રોકડા રૂપૈયા ભર્યાથી" એવા અક્ષરો કાઢવા.

૪ એજ રજીષ્ટરના આસન ૧૭ આગળ નવીન એક આસન ૧૮ કરી તેમા "ઇતર રીતે વસુલ" એવો મજકુર લખવો અને હાલનું આસન ૧૮ છે તે આસન ૧૯ સમજી તેની આગળ સર્વ આસનના આંકડા દુરસ્ત કરવા આ નવીન આસનમાં જપ્તી કરવા કારકુન જાય ત્યારે જપ્તી વીગરે કરવા પેહેલાં પ્રતિવાદી ચીઠી વીગેરે લખી આપી દરખાસ્ત આપનારનું સમાધાન કરે છે તેથી કરી દરખાસ્તનો નીકાલ થાય છે. એવા પ્રસંગે લેહેણા પૈકી જેટલી રકમનો નીકાલ થાય છે તેટલો આકાર આ સદરમાં લખવો. આસન ૧૩થી ૧૭માં જે રકમો દરસાવવામાં આવતી નથી તે સર્વ આસનમાં દરસાવવું.

૫ રજીષ્ટર નંબર ૪ અને ૮ ના જે નમુના ચાલુ છે તે રદ કરી તેની જગ્યાએ આ સાથે નમુના મોકલ્યા છે તે પ્રમાણે તે હવેથી રજીષ્ટર બુકો રાખવી.

## સર્વ અપીલ કોર્ટમાં રાખવાના નમુના વીશે.

૬ અપીલ કોર્ટમાં રજીષ્ટરો રાખવાના સંબંધે જે નમુના ચાલુ છે તેમા ફેરફાર કરવાની જરૂર નથી.

એ પ્રમાણે દિવાની કોર્ટના રજીષ્ટરના નમુનામાં ફેરફાર કર્યા છે તે પ્રમાણે જેના તે નમુનામાં ફેરફાર કરી આવતી સાલના રજીષ્ટર બુકો તૈયાર કરવી અને દરેક રજીષ્ટરના દરેક પાંન ઉપર તેમજ કોર્ટમાં દિવાની કામના સંબંધે ચોપડા રાખ્યા હશે તેના દરેક પાંન ઉપર કોર્ટનો શીક્કો કરી એકુણુ બાંધવું.

તારીખ ૩જી માહે અગષ્ટ સને ૧૮૭૭ના રોજ જે યાદ દિવાની રજીષ્ટરોના સબંધે ગઈ છે તેનો આ પુર્વણી સરકયુલર છે એમ સમજવું.

તારીખ ૨૩મી માહે જુલાઈ સને ૧૮૭૮.

જનાર્દન સખારામ ગાડગીલ
જડજ વરીષ્ટ કોર્ટ.

## સર્વ દીવાની કોરટમાં રાખવાની રજીષ્ટર બુક નંબર ૪.

તા૰ ૧ માહે અગષ્ટ સને ૧૮૭૮ થી તા૰ ૩૧ જુલઈ સન ૧૮૭૯ સુધી તાલુકે પ્રાંત ની કોરટમાં કેદની દરખાસ્તો આપ્યા બદલ.

(મુરાદશાહી આડા પાન ઉપરઆસનો નાહાનાં મોટાં કરવાં તે આસનમાં લખવાના મજકુર પ્રમાણે કરવાં.)

| અનુક્રમ નંબર. | દરખાસ્ત નંબર તથા સાલ. | જેને કેદમાં મોકલ્યો તેનું નામ બાપનું નામ અટક. જાત. ધંધો અને રેહેવાનું ઠેકાણું. | કેદી કોરટમાં દાખલ થયાની તારીખ મહીનો. સન. | કેદમાં મોકલ્યાનો પ્રકાર. | | |
|---|---|---|---|---|---|---|
| | | | | કેદમાં મોકલ્યાની તારીખ મહીનો સન. | કયે ઠેકાણે અને કઈ કેદમાં મોકલ્યો | ક્યા અમલદારના તાબામાં કેદીને સોંપ્યો. |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |

| દરખાસ્ત આપનારે કેવા દરથી અને કેટલું ભથુ અનામત રાખ્યું તેનો પ્રકાર. | કઈ તારીખ સુધી કેદીને કેદમાં રાખવાનું વારંટ કરવામાં આવ્યું. | કેદીએ પોતાના છુટકારાની આપેલી અરજનો સારાંશ તથા તારીખ મહીનો સન. | સદરહુ બદલ કોરટે કરેલા હુકમનો સારાંશ તારીખ મહીનો સન. |
|---|---|---|---|
| ૮ | ૯ | ૧૦ | ૧૧ |

| કેદીને કેદમાંથી છોડ્યાની તારીખ મહીનો સન. | કેદી કારણથી મુદતની અંદર છુટ્યા થી ભથાનો અનામત જેલર તરફથી પાછો આવ્યો હશે તો તેનો આકાર | કેદીને એકંદર કેટલી મુદતસુધી કેદ ભોગવવી પડી. | શેરો. |
|---|---|---|---|
| ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |

ટીપ—સરક્યુલર સંગ્રહની આવૃતી બીજીને પાને ૮૫ મા નમુનો છે તે રદ થઈ તેને બદલે આ છે.

સંગ્રહ કરનાર.

સર્વ દીવાણી કોર્ટમાં રાખવાની રજીસ્ટર બુક નંબર ૮. (સુરાદ શાહી આડા પાન ઉપરઆસનો નાંહનાં મોટાં કરવાં તે આસનમાં લખેલા મજકુર પ્રમાણે કરવાં.)

તારીખ ૧ માહે અગષ્ટ સન ૧૮૭૮થી તારીખ ૩૧ જુલાઇ સન ૧૮૭૯ સુધી. તાલુકે પ્રાંત ની કોર્ટમાં બજાવણીની દરખાસ્તથી માલ જપ્તિમાં આવ્યા બદલ.

| અનુક્રમ નંબર. | દરખાસ્ત નંબર અને સાલ. | મુકદ્દમા નંબર તથા સાલ અને ફરીઆદીનાં નામ. | દરખાસ્તના માગણીનો આંકડો રૂપીઆ. | કોની દરખાસ્ત ઉપરથી અને કોના માલ તેનું નામ અને ઠેકાણું. | જેનો માલ જપ્તીમાં આવ્યો તેનું નામ અને ઠેકાણું. | જપ્તીમાં આવેલા માલનો પ્રકાર. જંગમ માલનો પ્રકાર અને તેનો આકાર: જંગમ માલનું વર્ણન | જપ્તીમાં આવેલા માલનો પ્રકાર. જંગમ માલનો પ્રકાર અને તેનો આકાર: જપ્તી યાદીમાં લખેલો આકાર રૂપીયા. | જપ્તીમાં આવેલા માલનો પ્રકાર. સ્થાવર માલનો પ્રકાર અને તેનો આકાર: સ્થાવર માલનું વર્ણન | જપ્તીમાં આવેલા માલનો પ્રકાર. સ્થાવર માલનો પ્રકાર અને તેનો આકાર: જપ્તી યાદમાં લખેલા આકાર રૂપીયા. | જપ્તીમાં આવેલા માલની કુલ આકાર કિંમત (ખાનાં નં. ૮ તથા ૧૦ ની રકમ). | જપ્તીમાં આવેલો માલ કોના તાબામાં કેટલી રકમનો આપ્યો તેનો પ્રકાર: માલનું વર્ણન. | જપ્તીમાં આવેલો માલ કોના તાબામાં કેટલી રકમનો આપ્યો તેનો પ્રકાર: સોંપેલા માલનો આકાર. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| | | આ ખાનાં કેવાં ભરવાં એ સમજવા માટે કલ્પીત ઉદાહરણો લૈ નિચે લખ્યા પ્રમાણે નમુનો ભરી દેખાડ્યો છે. | | | | | | | | | | |
| ૧ | ૨૪ / ૧૮૭૬—૭૭ | | ૫૯૦ | | | | | | | ૬૦૦ | | |
| ૨ | ૯૮ / ૧૮૭૭—૭૮ | | ૮૭૬ | | | | | | | ૯૦૦ | | |
| ૩ | ૪૦૪ / ૧૮૭૭—૭૮ | | ૩૯૧ | | | | | | | ૪૦૦ | | |
| | | | ૧૮૫૭ | | | | | | | ૧૯૦૦ | | |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૩<br>૧૮૭૮–૭૯ | મુકદમો નંબ ૨ ૫૧૨ સને ૧૮૭૭—૭૮<br>વાદી<br>રામચંદ્ર વીઠલ રેહેનાર ડભોઇ.<br>પ્રતીવાદી.<br>નરહર રામચંદ્ર રેહેનાર ડભોઈ. | ૨૦૭૮॥ | રામચંદ્ર વીઠલ રેહેનાર ડભોઈ. | નરહર રામચંદ્ર રેહેનાર ડભોઈ. | આગસ્ટ સને ૧૮૭૮ | | | | | | પ્રતીવાદીના તાબામાં.<br>૧ ખેતીની જમીનકુંભા૨૦,૧૦ | ૮૦૦ |
| | | | | | | | | | | | | ૧ બંગલો | ૩૫૦ |
| | | | | | | | ૧ ટેબલો. ૧૨ | ૧૦૦ | ૧ ખેતીની જમીન-કુંભાં. ૩૦, ૧૦ | ૮૦૦ | | ૧ ખુરશી ચો. ૨૫ | ૫૦ |
| | | | | | | | ૧ ખુર્સી ચો ૨૫. | ૫૦ | ૧ બંગલો | ૩૫૦ | | કોર્ટમાંના જરના-તાબામાં.<br>૧ ટેબલો. ૧૨ | ૧૦૦ |
| | | | | | | | ૧ ગોપસો નાનો. | ૫૦૦ | ૧ બાગ. | ૨૦૦ | | ૧ગોપ સો નાનો. | ૫૦૦ |
| | | | | | | | ૧ પાઘડી ચો. ૨ | ૩૦ | | ૧,૩૫૦ | ૨,૧૩૦ | ૧ પાઘડી ચો. ૨ | ૩૦ |
| | | | | | | | ૧ ગાડી. | ૧૦૦ | | | | પ્રતીવાદીનાજામીનદારના તાબામાં<br>૧બાગ. | ૨૦૦ |
| | | | | | | | | ૭૮૦ | | | | ૧ ગાડી. | ૧૦૦ |
| | | | | | | | | | | | | | ૨,૧૩૦ |

૧ ટીપ—સાલના આરંભે જે દરખાસ્ત સંબંધે માલ જપ્તીમાં શીલક હશે તે દરખાસ્તનો નંબર એક નિચે એક અનુક્રમ વાર લખો આસનો ૪—૧૧ માં દર એક ખાસ્ત હશે. તે સાલના રજીસ્ટરમાં જોવું એવું લખવું. અને તે સાલના રજી૪૧મા તે પ્રમાણે વિગત આપવી.

| જપ્તીમાં આવેલા માલની કેવી રીતે વ્યવસ્થા કરી તેનો પ્રકાર. અને વ્યવસ્થા કર્યાની તારીખ મહીનો સન. | | | | | | | એકંદર આકાર રૂપિયા જપ્તી યાદ પ્રમાણે આસનો ૧૫-૧૮ ૨૦ નું એકંદર | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|
| હરાજી કર્યાથી | | | જેનો માલ જપ્તી આવ્યો તેને તે પાછો આપ્યાથી. | | જપ્તી દુર થવા વીશે કરેલી અરજથી જપ્તી દુર કર્યાથી. | | | |
| મીલકતનું વર્ણન. | જપ્તી યાદ પ્રમાણે આકાર રૂપિયા. | હરાજીમાં ઉત્પન્ન થયેલો આકાર રૂપિયા | મીલકતનું વર્ણન | જપ્તી પ્રમાણે આકાર રૂપિયા. | મીલકતનું વર્ણન. | જપ્તી પ્રમાણે આકાર રૂપિયા. | | |
| ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ |
| | | | | | | | | આ માલ હરાજ કર્યાથી રૂ. ૭૨૫) આવ્યા તે પૈકી રૂ. ૫૦૦) દરખાસ્ત આપનારને આપી બાકી રૂ. ૧૩૫) પ્રતીવાદીને આપ્યા. જ્યાદે ઉપજ્યા વીશે સન ૧૮૭૬-૭૭ સાલની રજીસ્ટર બુક અનુક્રમ નંબર ૨૪ જુવો. |

## શ્રી મ્હાલ સાકાંત.

સરકાર ન્યાયાધિસ તરફથી.

## શીકકો.

### જાહેરનામું સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર.

સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે, ૪ સરકાર અમલમાંના લોક માલેક એટલે વારસાઇ બાબત લેખ તથા બક્ષીસ પત્ર એ પ્રમાણે દસ્તાવેજ સરકાર ઇત્તિલ્લા વગર પરભારે થાય છે વાસ્તે કરીને આગળ વારસ વીગેરે લોકોની તકરાર ઉત્પન્ન થઇ તેની તજવીજના કામમાં તીના કારણ ફાસો આવે છે. શબબ એ રીતેના ફાસાને પડને વ્યાજબી પ્રમાણે થવું. એ પ્રમાણે સરકારની મનીષા છે. માટે સરકારમાંથી એ નિબંધ કરવામાં આવે છે કે સરહદ ઉપર લખેલા ત્રણ પ્રકારના દસ્તાવેજ જેને કરવા હશે તેને સરકારમાં જાહેર કરી સરકાર આજ્ઞાથી તે દસ્તાવેજ છાપના કાગળ ઉપર થવો જોઇએ. કદાપી સરકારમાં જાહેર કરયા શીવાય કોઇ ઉપર લખેલા દસ્તાવેજ પરભારયા કરે તો સરકામાંથી મંજુર થશે નહીં. મીતી અસાડ સુદી ૮ ચંદ્ર ૬ માહે સવાલ સુરૂ સન અમસ અમશીન મયાતેનવઅલફ સંવત ૧૯૧૧ મોર્તબ સુદ.

---

શ્રી

મહાલાની હાય સ. ન. સ. નંબર ૨

યાદી રા. રા. તરફ માહાલાની હાય સર ન્યાયાધિશ તરફથી લખવાની એવી કે.

૧ ઇંગ્રેજ સરકારના અમલમાં આજસુધી સાક્ષીના સવાલ પત્ર અને વાદી પ્રતિવાદીની નોટીસો અને સમન્સો જતા હતા. તે બદલ ભથ્થા ખર્ચ વીગેરે આપવામાં આવતો નહતો. હાલમાં મેહેરબાન રશીડેંન્ટ સાહેબ બાહાદુર તરફથી લખાઇ આવ્યા ઉપરથી કાગળ જાય તે બદલ ખર્ચ આપવો. અને તેમના તરફથી કાગળ આવે તેનો ખર્ચ લેવો. એમ સરકારમાંથી ઠરાવવામાં આવ્યું છે માટે તે પ્રમાણે વહિવટ રહેવા સારૂ આપણને જણાવવામાં આવે છે.

૨ આજસુધી પર જીલ્લામાં જનારા અને તે તરફથી આવનારા દીવાની સંબંધીના કાગળોની વ્યવસ્થા માહાલની ફોજદારી કીંવા સરહદી દફતર તરફથી થતી. એવું અમને કેટલાએક પ્રસંગે જણાઇ આવ્યુ છે તો આયંદે એવું ન થતાં દિવાની કામ બદલના કાગળોની તજવીજ દીવાની દફતરથી થવી જોઇએ.

૩ પરજીલ્લામાં કાગળો જવાના તે વિષે નીચે લખ્યા પ્રમાણે ખર્ચ માટે રૂપીયા મોકલવા જોઇએ. એટલે સમન્સ નોટીસ કીંવા સાક્ષીના સવાલ પત્ર જશે તો તે ઉપરથી સાક્ષી સમન્સો થશે તે વીશે બજાવનાર શીપાઇનું કામગીરી ભથ્થુ અને સાક્ષીદાર જવા દેવાને અધિકારી તરફ હાજર થાય તે બદલ તેના પોટગી વીગેરેનું

ભથ્થું અને સવાલ પત્રના જવાપ અમલદાર લેશે. તે બદલ કમીશન અને શીવાય કાગળ જાય છે. અને આવે છે તે બદલ પોષ્ટ ખર્ચ એ પ્રમાણે ખર્ચ બદલ રૂપીયા મોકલવા જોઇએ.

સદરહુ ખર્ચ બદલ કેટલા રૂપીયા મોકલવા જોઇએ. તેનું સ્કેલ આ પ્રમાણે.

૧ કામગીરી ભથ્થા વિષે અદાલતમાંથી સરક્યુલર નંબર ૮૦૭ સને ૧૮૬૧ નો થયેલો તેની નકલ અમદાવાદના મેહેરબાન જડજ સાહેબ તરફથી આવી છે તેમા કામગીરી ભથ્થુ લેવાનો ઠરાવછે તે આ પ્રમાણે.

૦)= પચીસ રૂપીઆથી જ્યાદે દાવો ન હોય તો.

૦। પચીસ રૂપીયાથી સો રૂપીયા કરતાં જાદે દાવો ન હોય તો.

૦।। સો રૂપીયાથી પાંચસો રૂપીયા કરતાં જાદે દાવો ન હોય તો.

૧) પાંચસેં રૂપીયાથી હજાર રૂપીયા સુધી જાસ્તી દાવો ન હોય તો.

૨) હજાર રૂપીયાથી પાંચ હજાર રૂપીયા કરતાં જાદે દાવો ન હોય તો.

૪) પાંચ હજાર રૂપિયાથી જાદે દાવો હોય તો.

સદરહુ પ્રમાણે ભથુ સમક્ષ નોટીસ, સાક્ષી સમક્ષ બદલ પડશે અને કદાપી ત્યાંના અધિકારી તરફથી સાક્ષી ન હાજર થયાથી વારંટો કરવાં પડે તો તે વારંટો બદલ અને ફેસલો સંભળાવવાના દિવસની નોટીસ બદલ સદરહુ પ્રમાણેનો દુપટ આકાર પડશે.

૨ સાક્ષીદાર હાજર થશે તે બદલ પોટકી વિગરેનું ભથુ સદરહુ અદાલતના નંબર ૯૧૩ના હુકમ ઊપરથી અમદાવાદના જજે પોતાના જીલામાં રૂલ નંબર ૪૪ ની ઠરાવેલી નકલ આપી છે તેમાં ભથા વિશે ઠરાવ છે તે આ પ્રમાણે.

ત્રણ આનાથી આઠ આંનાસુધી. વર્ગ પહેલો—આ વર્ગમા મોહોટા અને નાંહાના ખેતીના મજકુર

વર્ગ બીજો—ત્રણ આનાથી આઠ આના સુધી આ વર્ગમાંતમામ માણસો જુદે, જુદા વહેપાર અને ધંધો વિગરે કરનારાનો સમાસ થાય છે.

વર્ગ ત્રીજો.—રૂપિયા ચાર આનાથી રૂપિયા એક સુધી—આ વર્ગ મોહોટા દુકાનદાર અને વ્હેપારી અને શાહુકાર અને મોહોટા વિગેરેનો સમાસ થાય છે જે પ્રમાણે સાક્ષિદારની આબરૂ હશે તે મુજબ ભથા બદલ સદરહુ ઠરાવ પ્રમાણે દરરોજનું ભથ્થું જેટલું દુર જવાપ લેનાર કોર્ટની જગ્યાથી સાક્ષીદાર રેહેતા હશે તે ધોરણે દીવસ ગણી તેટલા દીવસ બદલ એક દીવસમાં સાક્ષી સારૂ રહેવા બદલનું ભથ્થું મોકલવું. જોઇએ સદરહુ પ્રસંગે દીવસ ગણવો. તે દર પંદરપાઉલે સાડાસાત ગાઊએ એક દીવસ એવા ધોરણે ગણવો. અમલદારને સવાલ પત્રના જવાપ લેવાના કમીસન વીષે કાંઈ પ્રસિધ્ધ નિયમ ઠરેલો નથી. પરંતુ અત્રે આ પ્રમાણે કમીશન લેવાનો ઠરાવ કરવામાં આવેલો છે. તે મુજબ તે તરફ મોકલતા જવું એવી હજુરની આગ્ના થઇછે. આ સરક્યુલરની સાતમી કલમની બીજી રકમ જોવી.

૪ ટપાલ ખર્ચ વિશે હુજુરમાંથી કાંઇ નિયમ આવ્યો નથી. પરંતુ ઇંગ્રેજ સરકારના અમલમાં પોષ્ટ વિશે ચાલુ કાયદો સને ૧૮૬૬નો આકટ ૧૪ મો છે; તે ઉપરથી સદરહુ બાબતમાં આપના જે કાગળ જવા અને આવવાના તે બદલ કેટલા રૂપીયા મોકલાવવા જોઇએ. તે જાણવા માટે અમો આપણને સુચના આપીએ છીએ. તે આ પ્રમાણે.

૦)૦ાા પા તોલા ઉપર વજન નથી એવા પત્ર બદલ.

૦)- પા તોલા ઉપર પરંતુ અડધા તોલા ઉપર ન હોય તો તે બદલ.

૦)= અડધા તોલા ઉપર પરંતુ એક તોલા ઉપર ન હોય. એક તોલા ઉપર વજન હોય તો અધીક વજનના પ્રત્યેક અડધા તોલાએ એક આનો.

સદરહુ શીવાય રજીષ્ટર કરવા માટે ચાર આના ફી દર વખતે સદરહુ મુજબ ખર્ચ પડેછે માટે તે ઉપર નજર રાખી જેટલા કાગળ જવાના હોય. કદાપી સાક્ષી તરફથી કાગળ રજુ થવાની દરખાસ્ત હોય તો રજુ થનાર કાગળના અનુમાને કાગળ જવાના ને પાછા આવવાના તે બદલ પોષ્ટની ટીકીટો અને કીંમતના વીગેરે દસ્તાવેજ તેમાં સાથે હશે તો પ્રત્યેક વખતે રજીષ્ટર થવું. આ સર્વેનો વિચાર થઇ ફરીથી હરકત ન પડે એટલા રૂપીયા આવવા જોઇએ. લેકીન જાદે હોય તો હરકત નથી. કારણ વધે તો પાછા આવશે પરંતુ ખુટેથી માત્ર લખાપડી ચાલવાની છે.

સદરહુ અન્વે ખર્ચ થવાનો તે બદલ જે વખતે તે પર૰જીલ્લામાં જનારા કાગળો આ તરફ પ્રથમના સરક્યુલર પ્રમાણે મોકલો તે વખતે કંપની રૂપીએ હુંડી મોકલવી અને ખર્ચના રૂપીયા સદરહું લખ્યા પ્રમાણે સારા વીચાર પુર્વક પક્ષકાર તરફથી લેતા જવા એટલે હરકત પડનાર નથી.

૪ સદરહું પ્રમાણે જે ખર્ચ થયું હશે તે મુકદમાનોજ છે એમ સમજી જે પક્ષકાર તરફથી રૂપીયા લેવામાં આવશે તેનું નામ હુકમ નામાના ખર્ચમાં આકારતા જવું.

૫ દીવાણી કામ ચલાવવાંના નિબંધના પ્રકરણ ૩ કલમ૪ ઉપરથી વાદી પર જીલ્લામાં હોવાથી પ્રતીવાદીએ અરજ કર્યાથી માત્ર વાદી તરફથી ખરચનો જામીન લેવાનો વહિવટછે. પણ હવેથી વાદી પર જીલ્લાનો હશેતો. પ્રતીવાદી મુળમાંજ હાજર ન થાય તો નોટીસ વીગેરે મોકલવાની વખતે સદરહુ ખરચની મોટી અડચણ પડવાની તેમાટે પરજીલ્લાના વાદીની ફરીયાદ લેતી વખતે વાદી પાસેથી જામીન લેવો જોઇએ. અગર ખરચ બદલ અનામત રૂપીયા તેની પાસેથી લેઇ રાખવા જોઇએ. અને તે કમી ન પડે. એવા ધોરણથી લેવા.

૬ સદરહું ઠરાવ પ્રમાણે ખર્ચ મોકલવો તે ખાલસા જીલ્લાની વહીવટને માત્ર લાગુછે. પરંતુ૰ રેવાકાંઠા મહીકાંઠા કાઠીયાવાડમાં પોલીટીકાલ એજંન્ટ એમની હદને હાલના વહિવટ પ્રમાણે ચાલવું જોઇએ. સબબ લાગુ નથી. તેમજ ઇંગ્રેજ સરકારની હદમાં જે અમલદારની પોતાની પરભારયુ કીંવા સરક્યુલર પ્રમાણે વકીલ મારફત લખાણ ચલાવી કાગળ બજાવવાની વહીવટ ચાલતી હશે. અને તે અમલદાર તરફથી

ભથા બદલ વીગરે તકરાર ન હોયતો. તેના તરફ ભથ્થુ મોકલવું જોઇએ, કીંવા તેના તરફથી કાગળ આવશે તેનું લેવું જોઇએ. એવો આ સરક્યુલરનો અર્થ સમજવો નહીં.

૭ પરજીલ્લામાંથી જે કાગળ આવે તેના પણ હવે અહીંથી અમલ થવા વીશેનો ઠરાવ થયોછે. તો ત્યાંથી કાગળ આવશે તે બદલ ખરચ લેવાનું ઠરયુંછે. તેનો તપશીલ.

૧ સમન્સ નોટીસ સાક્ષી અને સાક્ષીના વારંટ વીગેરે બોલાવવાનું કરવું તે બદલનો ખરચ.

૧ જે કોર્ટના તાબામાં રહેનાર તે કોર્ટના ઠેકાણાથી તે માણસનું ગામ ત્રણ કોસ સુધી હશેતો. શીપાઇ જઇ પાછો આવે તે બદલ એક રોજ ભથ્થુ છ આના.

૧ સદરહું પ્રમાણે ત્રણ કોશ ઉપર અને છ કોસ સુધી હશે તો બે રોજના બારઆના.

૧ છકોસ ઉપર કેટલાએ કોસ હોયતો દરકોસ એકે બે આના પ્રમાણે.

૧ સાક્ષીદાર સાક્ષી માટે જે કોરટમાં બોલાવવામાં આવશે તે કોરટથી તેનું ગામ જેટલા કોસ હશે તે મુજબ દર ૧ દીવસના છકોસ સુધી એક રોજનું કોસનું ભથ્થુ અને પાછા જવાનું અને શાક્ષી થઇ રજા મળે ત્યાંસુધી રહેવાનું થશેતો તેટલા દીવસનું ભથ્થું

૧ ઊત્તમ પ્રતીના મનુષ્યને દરરોજ એક રૂપીયા પ્રમાણે.

૨ મધ્યમ પ્રતિના મનુષ્યને દરરોજ આના આઠ.

૧ કનિષ્ટ પ્રતિના મનુષ્યને દરરોજ ચાર આના.

૨ સાક્ષીના સવાલ પત્રના જવાપ લેવાતા તે બદલ દાવા અન્વે.

૧ સો રૂપિયા સુધી આઠ આના.

૧ સો રૂપીયાથી હજાર રૂપીયા સુધી રૂપીયો ૧

૧ હજાર રૂપીયાથી પાંચહજાર રૂપીયા સુધી રૂપીયા બે ૨)

૧ પાંચહજાર રૂપીયાથી દસહજાર રૂપીયા સુધી રૂ ૫) પાંચ.

૧ દસ હજાર રૂપીયાથી પચીશ હજાર રૂપીયા સુધી રૂ ૧૦) દસ.

૧ પચીસ હજાર રૂપીયાથી કેટલાએક હજારનો દાવો હશે તો રૂ ૧૦) દસ.

૧ ડાક સંબંધી કાગળનું હાંસલ બદલ વજન પ્રમાણે ઇંગ્રેજી સરકારના અમલમાં ખરચ પડેછે તે પ્રમાણે તે સરક્યુલરની કલમ ૩ રકમ ૪ જોવી.

એની વીગતે રૂ. લેવાનો ઠરવ થયોછે. તે મુજબ સાક્ષીદારના ભથ્થા શીવાય બાકીના રૂપીયા સરકારી દફતરે ભરવા વિશે ઠરાવ હજુરનો થયોછે તે પ્રમાણે અહીંપણ એ પ્રમાણે થવું. ને આપણા માહાલની ફોજદારી હશે તો આપના તરફ શાક્ષી ભથ્થુ તથા સવાલ પત્ર જ્યારે રવાના કરવામાં આવશે. તે વખતે શાક્ષીના ઠેકાણાથી આવવા જવાનું ભથ્થુ બરાબર છેકે નહીં. તે તપાસ શાક્ષીદારને ભથ્થું આપી તેની પાવતી લેઇ સવાલ પત્ર વીગરે કાગળો બરાબર મોકલતા જવો. અને જાસ્તી રૂપીયા રહેતો પાછા આ તરફ મોકલવા જોઇએ. શીવાય જે અમલદાર તરફથી

પરભારસું આપણા તરફ લખાણ આવતું હશે, કીંવા વકીલ મારફત લખાણ ચાલતું હશે તે બદલ ભથ્થા ખરચ લેવા આપનો વહિવટ તે કામદાર રાખવાને ખુશી હશેતો સદરહું અન્વે અરસ પરસ લેવા આપવા વહીવટ રાખવો અને આપના તરફ સદરહું પ્રમાણે લખાણ પરભારસું ચાલી જે રૂપીયા આવશે તે પ્રમાણે સાક્ષીના ભથ્થા બદલ માત્ર ખરચ થતાં બાકીના રૂપીયા માહાલમાં અનામત જમે રાખી તેની તપશીલની યાદ અમારા તરફ મોકલતાં જવી. એટલે હુજુર સમજાવી તે વીશે લખાણ થતું જશે. અને એવા કાગળ દર સાલમા કેટલા આવ્યા તેનું એક પત્રક પ્રથમ જુવાબી કાગળમાં આવતુ હતું તે નમુનાનું મોકલતા જવું.

સદરહું અન્વે વહિવટ રાખવામાં આવી. પ્રત્યેક માહાલદારે આ સરક્યુલરની નકલ રાખી તે નીચે સહીયો કરી આપવી. મીતી કારતકવદ ૧૧ સંવત ૧૯૨૪

કૃષ્ણરાવ મલ્હાર.

માહાલાની હાસ સર ન્યાયાધિશ.

---

શ્રી.

નવસારી પ્રાંતના ન્યાયાધિશ તરફથી જાવક નંબર ૨૮૬ તા. ૩૦ માહે જુન સન ૧૮૭૬ ની યાદ જપ્તી કારકુનને દરરોજ ૦॥ પ્રમાણે પક્ષકાર પાસેથી ભથ્થુ લેવાની પરવાનગી મળવા વીશે આવેલી આવક બુક નંબર ૨૦૭ મે નોંધાઇ તે ઊપર થયેલો હુકમ.

અમલ બજાવણીનું કામ જે કારકુન કરતા હશે તેમને તેજ કામ ઊપર નીમ્યાથી તેમણે બજાવણીનું કામ કરવાનુછે.

કોરટની હદ લાંબી હોવાથી જવા આવવા બદલ કારકુનને દરરોજ ૦॥ પ્રમાણે પક્ષકાર તરફથી મળવા બદલ લખ્યું પણ કોઇપણ ખરચ એ બાબતમાં પક્ષકાર પાસેથી લેવો નહીં. ખુશીથી પક્ષકારે ગાડીમાં બેસાડી લેઇજવાથી જવું. એવો જે ઠરાવ સર. નંબર ૧ કલમ ૫૭ માં થાયોછે તે ઘણા વિચારથી થયોછે, માટે ખરચ લેવું ઘ્યાજબી નથી. અને દરરોજનું ખરચ લેવાથી પક્ષકાર ઉપર ખરચનો બોજો અમલ બજાવણી ન થવાથી વીના. કારણ પડશે.

ઈંગરેજી અમલાં ખરચ લેવાનો વહિવટ નસ્તો. જે કોર્ટની હદ. લાંબી છે તે કોર્ટ પેટામા જીલ્લાની હદ મુકરર કરી તે તે જીલ્લામાં કારકુનની નીમણુંક કરેલી તે કારકુન પોતાના જીલ્લાના ઠેકાણામાં ફરેછે. મજકુર કારકુન ઉપર કોરટથી હુકમ થાયછે

તે દરખાસ્ત આપનારને આપવા, એટલે તે કારકુનને પોચાડેછે. બાદ તે કારકુનને જપ્તી વીગેરેનો અમલ કરી દરખાસ્ત આપનારનો જામીન લેઈ તેના સ્વાધીન માલ કરેછે કીંવા પટેલુના સ્વાધીન કરેછે. કારણ વેચાણ પણ જપ્તીને ગામે થતું હોયછે. કદાપી ભારે કીંમતનો માલ હશેતો તે માલ દરખાસ્ત આપનાર મારફત નાજર તરફ કોરટમા મોકલીદેછે. વાદી જામીન ન આપે તો હલકી કીંમતનો માલ દરખાસ્ત આપનારને સ્વાધીન કોર્ટમાં પોચાડવા માટે કરવામાં આવેછે. કારણ તેનું હુકમનામું કોરટના તાબામાંછે એવા કામમા અફરાત ફરી કરેથી તે બદલ દરખાસ્ત આપનાર ગુન્હાને પાત્ર થનારછે અને તેનો તપાસ કાયદા પ્રમાણે થશે.

ઉપર લખ્યા પ્રમાણે બંદોબસ્ત કરવાથી અમલ બજાવણી માટે લંબાંણનો પલો નહી રહેતાં સુલભ પડશે. અને એવા પ્રકારના બંદોબસ્તથી દરમહીને ચારસો દરખાસ્તોનો અમલ ચાર કારકુનના હાથે અમે પોતે લીધોછે માટે આપે પણ સદરહું પ્રમાણે તજવીજ કરવાનું થવું. તારીખ ૭ મી જુલાઈ શને ૧૮૭૬

ખ. રૂસતમજી.

ફેજુ નારાયણ માહાદેવ. ચીફ જસ્ટીસ.

શ્રી.

# દિવાની નમુના.

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેર બાહાદર

વિદ્યમાન

મુકદમા નંબર        સન ૧૮૭

———————————————— વાદી

———————————————— પ્રતીવાદી

| મુકદમો કોરટની સામાઆવવાની તારિખ. | ક્રિયા નિશાણિનો કાગળ. | કામ શું ચલાવ્યું તે તથા કાગળની વિગત. | કામ મુલતવી રાખવાની તારિખ. |
|---|---|---|---|
| | | | |

શ્રી.

ફરિયાદીનો નંબર        પ્રતીવાદી ઉપરના સમન્સ

સંવત ૧૯        નીકાલ બાબતના.

શ્રીમંત સરકાર ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બાહાદર વીં.

———————————————— વાદી.

———————————————— પ્રતિવાદી

દાવો. રૂ.        નો

પ્રતીવાદી. ————————————————

———————————————— ને

વાદી ———————————————— રેહેનાર

એ તમારી ઉપર ————————————————

આ કોરટમાં ફરિઆદી કરી છે. માટે તમને ફરમાવવામાં આવે છે કે તારીખ

માહે સન ૧૮ ને વાર ના સવારના

કલાકે સદરહુ વાદીને જવાબ દેવા સારૂ આ કોરટમાં તમારે જાતે અથવા આ કોરટનો કોઇ વકીલ જેહેને તમારી હકીકત બરાબર સમજાવી હોય અને જે એ ફરીઆદી બાબત સઘળા જરૂરીયાત સવાલના જવાબ દઈ શકે એવા વકીલની મારફતે હાજર થવું અથવા તેવા સઘળા સવાલોના જવાબ દઇ શકે એવા કોઈ શખ્સને વકીલની સાથે મોકલવો અને તમારે હાજર થવાનો જે દિવસ મુકરર કરયો છે તે એ મુકદમાનો છેલ્લો નીકાલ કરવા સારૂ ઠરાવેલો છે માટે તે દિવસે તમારે તમારા સઘળા શાહેદો ગુજરવાને ત્યાર થઇ રેહેવું. અને તમને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે જો ઉપર લખેલો દિવસે તમે હાજર નહી થશો તો તમારી ગેરહાજરીમાં એ મુકદમો સાંભળી તેનો ફેંસલો કરવામાં આવશે અને
વાદી જોવા માગે છે તે તથા તમારા જવાબની મજબુતીમાં જે દસ્તાવેજ ઉપર તમે ભરોશો રાખતા હોય તે દસ્તાવેજ તમે લેતા આવજો. ( અથવા તમારા માણસ સાથે મોકલજો ).

તારીખ માહે સન ૧૮

કોરટના કલાર્ક.

---

ટીપ—તમારી તરફ સાહેદી દેવા સારૂ અથવા દસ્તએવજ હાજર કરવા સારૂ તમારે કોરટને જે કંઇ અરજ કરવી હશે તે યોગ્ય મુદતમાં કરી તેની સાથે કાયદામાં લખેલી કોરટ ફી તથા ખોરાકીનો પૈસો હાજર કરવો જોઇએ.

---

શ્રી.

ફરીઆદીનો નંબર પ્રતિવાદી ઉપરનો સમન્સ

સંવત ૧૯ મુદા ઠરાવવા બાબાતનો

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર

વી.

વાદી

પ્રતિવાદી.

દાવો રૂ. નો.

પ્રતીવાદી ને

વાદી રેહેનાર

એ તમારી ઊપર.

આ કોરટમાં ફરીઆદી કરી છે. માટે તમને ફરમાવવામાં આવે છે કે તારીખ માહે સને ૧૮ ને વાર ના સવારના કલાકે સદરહુ વાદીને જવાબ દેવા સારૂ આ કોરટમાં તમારે જાતે અથવા આ કોરટના કોઈ વકીલ જેને તમારી હકીકત બરાબર સમજાવી હોય અને જે એ ફરિયાદી બાબત મુદ્દાના સઘળા જરૂરીઆત સવાલના જવાબ દઈ શકે એવા વકીલની મારફતે હાજર થવું. અથવા તેવા સઘળા સવાલોના જવાબ દઈ શકે એવા કોઇ શખસને વકીલની સાથે મોકલવો. અને તમને આ ઊપરથી ખબર આપવામાં આવે છે કે જો ઉપર લખેલે દીવસે તમે હાજર નહી થશો તો તમારી ગેરહાજરીમાં એ મુકદમો સાંભળી તેનો ફેસલો કરવામાં આવશે. અને વાદી જોવા માગે છે તે તથા તમારા જવાબની મજબુતીમાં જે દસ્તાવેજ ઉપર તમો ભરોસો રાખતા હોય તે દસ્તાવેજ તમે લેતા આવજો (અથવા તમારા માણસ સાથે મોકલજો.)

તારીખ માહે સન ૧૮

કોરટનો કલારક.

---

ફરીયાદીનો નંબર સને ૧૮ | શ્રી | પક્ષકાર ઉપરનો સમન્સ જાતે હાજર થવા બાબતનો

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર.

વી

} વાદી

} પ્રતીવાદી

દાવો રૂ. નો

ને

તમને આ ઉપરથી ફરમાવવામાં આવેછે કે તા૦ માહે સને ૧૮ ને વાર ના રોજ સવારના કલાક વાગતાં આ કોરટમાં ઉપર લખેલી ફરીઆદમાં સાહેદી આપવા સારૂ (અથવા એ ફરીઆદીમાં

દસ્તાવેજ રજુ કરવા સારૂ) અથવા એ ફરીઆદમાં કંઇ મુખ્ય મુદ્દાનો જબાબ, આપવા સારૂ તમે જાતે હાજર રહેવું ને ધ્યાનમાં રાખવું કે તમે યોગ્ય કારણ વગર ઉપર ફરમાવ્યા પ્રમાણે હાજર નહીં થસો તો કોરટ સદર દાવાનો તમારા વીરૂધ ફેસલો કરશે અગર બીજો યોગ્ય જણાય તેવો હુકમ કરશે. તારીખ માહે સને ૧૮

---

---

શ્રી.

પરોશેસ બજાવનાર શીપાઇની જમાની

મુકદમા નંબર
સંવત ૧૯૦
ની

હું પ્રતીગ્ના ઉપર કહું છું કે.

માઽ નામ છે
મારા બાપનું નામ છે
મારો ધરમ છે
મારી જાત છે
મારી ઉમર આશરે છે
મારો ધંધો કોરટના શીપાઇનો છે
માઽ રેહેવાનું ગામ મોજે પ્રગણે નો
ના માણસ ના
બતાવાથી મેં
એ દીને વારે તા૦ માહે
સને ૧૮૦ રોજે વાગતે કોરટના નંબર
સંવત ૧૯૦ પઇકી એ માન તા૦ માહે સન ૧૮૦ ઇસવી
ને લાગુ કર્યું. ઉપર લખેલા ની મારી ઓળખાણ
મારા રૂબરૂ પ્રતીગ્ના ઉપર લખી આપી તા૦ માહે સને ૧૮૦

કોરટના કબારક.

---

પરોસેસ બજાવનાર શીપાઈની સાથે ચલાવવા ગયેલા માણસની જબાની

શ્રી

મુકદમા નંબર
સંવત ૧૯૩
ની

હું પ્રતીજ્ઞા ઉપર કહું છું કે
મારૂ નામ છે.
મારા બાપનું નામ છે
મારો ધરમ છે
મારી જાત છે
મારી ઉમર આસરે છે ( આશરે વારસનો દેખાય છે)
મારો ધંધો છે
મારૂ રેહેવાનું ગામ મોજે પરગણે નું
હું કોરટનો શીપાઈ એની સાથે બતાવવા સારૂ ગયો હતો તે પ્રમાણે બતાવ્યાથી તેણે મારી રૂબરૂ કોરટનો નંબર સંવત ૧૯૩ પઈકી એમાં ન એ રીતે વારે તારીખ માહે સન ૧૮૭ ઇસવી રોજે વાગતે બાગુ કર્યું ઉપર લખેલા ને હું શારી પેઠે ઓળખું છું મારી રૂબરૂ પ્રતિજ્ઞા ઉપર લખી આપી તા૰ માહે સન ૧૮૭

કોરટનો કલારક.

---

સાક્ષીદારને સમન્સ સાક્ષી બદલ.

શ્રી.

મુકદમા નંબર
સંવત ૧૯૩ નો
ની

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદર વી.

---

} વાદી.

} પ્રતીવાદી.

દાવો રૂ.

ને

આ લેખ ઉપરથી તમોને એવો હુકમ કરવામાં આવે છે કે તમો સદરહુ કોરટમાં તા. માહે સન ૧૮૭ વાર ને રોજ બપોરની આગમચ વાગતાં સદરહુ મુકદમામાં સાક્ષી દેવાસારૂ હાજર થવું. અને ધ્યાનમાં રાખવું કે તમે સદરહુ કોર્ટમાં સદરહુ વખતે જાણીબુજીને હાજર થશો નહી. અથવા સદરહુ કોર્ટમાંથી જે વખતે તમારે જવાને વાજબી હોય તે વખતની અગાઉ તમે જતા રેહેસો તો શિક્ષાને તમો પાત્ર થશો. તા. માહે સન ૧૮૭

કલારક આફ ધી કોરટ.

સાક્ષીદારની સહી.

એ પ્રમાણે શીપાઈ તા. માહે સન ૧૮૭ રોજ ના વાગતે લાગુ કીધું.તા. માહે સન ૧૮૭

નાઝર.

---

શ્રી.

મુકદમા નંબર.
સંવત ૧૯૩
સાક્ષીદીને પકડ સમન.

શ્રીમંત સરકાર સેના ખાસખેલ સમશેર બાહાદુર વી.

વાદી પ્રતિવાદી.

દાવો રૂ.

આ કામમાં તરફના સાક્ષીદાર.

ને માલમ થાય જે તમોને સાહેદી સમાનના હુકમ પ્રમાણે હાજર થયા નહી માટે આ હુકમ દેખત હાજર થવું. તા૦ માહે સને ૧૮

કોરટના ને હુકમ સદરહુ સાક્ષીદારને આ હુકમ દેખાડી તેને લાવી રજુ કરચો.મીતી. સંવત ૧૯૩

તા૦ માહે સને ૧૮૭

શાહેદીના સાક્ષીનું મથાળુ. શ્રી

કોરટના રૂખરૂ

તારીખ સંવત १९३

વાદી

પ્રતીવાદી.

ના સાહેબ.

હું પ્રતીજ્ઞા કરી લખાવી છું

માહરૂં નામ છે

મારા બાપનું નામ છે

ઉમર આશરે વરસ ની છે

જાતનો છુ

ધંધો કરૂં છુ

રેહેવાશી છુ

---

શ્રી સાક્ષી જુબાનીનું ટીપણુ સંવત १९३

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદૂર

વીદ્યમાન

હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે

મારૂ નામ છે

મારા બાપનું નામ છે

મારો ધરમ છે

મારી જાત છે

મારી ઉમર આશરે છે આશરે (વરસનો દેખાય છે.)

મારો ધંધો છે

મારૂ રેહેવાનું ગામ મોજે તાલુકે ડીસટ્રીકટ

શરતપાસણી

---

એક તરફી અથવા કરાર શ્રી ફરીઆદીનો નંબર

દાદનુ હુકમનામું સંવત १९३

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર

બાહાદૂર વી.

વાદી

પ્રતીવાદી

દાવો રૂ.

આ ફરીઆદી વાદી એ સંવત ની રૂએ મુદલ

રૂ વ્યાજના રૂ કુલ રૂ.

ઉપર લખેલા પ્રતીવાદીથી લેવા સારૂ કીધી.

આવલ અંક

સંવત ૧૯૩

શ્રી

## નોટીશ.

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેર બહાદુર વી.

વાદી

પ્રતીવાદી.

દાવો રૂ.

આ કામમાં ને ખબર આપવામાં આવે છે કે આ મુકદમાનો ફેસલો તા. માહે સન ના રોજ થયો છે. માટે તે હુકમનામાની નકલ લેવી હોય તો આ કચેરીમાં હાજર થઇને લેજો ને એની અપીલની મુદત આ નોટીસ તમારા ઉપર બજાવાની તારીખ થી ગણવામાં આવશે મીતી સંવત તારીખ માહે સન ૧૮

કોરટના. કલાર્ક

એક તરફી મુકદમામાં શ્રી મુકદમા નંબર સંવત ૧૯૩

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર

વી.

} વાદી

} પ્રતીવાદી

દાવો ૨.

વાદીનો દાવો એવો છે કે

તા. માહે સન ૧૮ રોજે કોરટ બેઠી તે વખતે આ મુદમાની સુનાવણી થઈ તે ઉપરથી એવું ઠરાવવામાં આવે છે કે

ખરચની વિગત.

| શા બાબત. | વાદીની તરફનો | | | | પ્રતીવાદીની તરફનો. | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| કોરટ ફી | ની. | રૂ. | આ. | પા | ની | રૂ. | આ. | પા. |
| ખોરાકી ખરચ | ની. | | | | ની | | | |
| ટપાલ ખરચ | ની. | | | | ની | | | |
| વકીલનુંબઆનુ | ની. | | | | ની | | | |
| વકીલની ફી | ની. | | | | ની | | | |
| | ની. | | | | ની | | | |

જુમલે.......... ........

એ રીતે ખરચ થયો છે.
તપાશી જોઈ બરોબર છે.

કારકુન.

શ્રી

દરખાસ્ત નંબર ની. મુકદમો નંબર

૩૩ સંવત ૧૯૩ નો.

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર વી.

ના કોરટમાં

વાદી

દાવા રૂ.

પ્રતિવાદી

ઉપર લખેલા મુકદમામાં આ કોરટમાં ના ઉપર હુકમનામું થયું છે તે તમારા ઉપર બજાવવા સારૂ સદરહુ આ કોરટને આજરોજ દરખાસ્ત આપી છે માટે તમોને નોટીસ આપવામાં આવે છે કે સદરહું હુકમનામુ તમારા ઉપર શા માટે બજાવવું નહી એ બાબતનું કારણ તા० માહે સન ૧૮૭ રોજ કીંવા તે પેહેલાં તમારે આ લેખ ઉપરથી દેખાડવું જોઇએ અને જો ઉપર લખેલી મુદતની અંદર યોગ્ય કારણ કોરટની ખાત્રી લાયક દેખાડવામાં નહી આવે તો દરખાસ્ત પરમાણે હુકમનામું અમલમાં લાવવાનો હુકમ તરત આપવામાં આવશે.

તા० માહે સન ૧૮૭

કોરટના કલારક.

શ્રી.

પ્રતીવાદીને પકડવાનું વારંટ. મુકદમા નંબર
દરખાસ્ત નંબર સંવત ૧૯૩ નો
સંવત ૧૯૩ નો ની.

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેરબાહાદુર વી.

---

} વાદી

} પ્રતીવાદી

| | રૂ. | આ. | પઈ. |
|---|---|---|---|
| હુકમનામાની રકમ ... .. | | | |
| ખરચની રકમ .. ... .. | | | |
| જુમલે રૂ... | | | |

કોરટના નાઝરને.

સદરહુ મુકદમામાં સદરહુ એ તા૦ માહે
સન ૧૮૭ ને રોજે કોરટનું હુકમનામુ મેળવ્યું
છે તેમાં સદરહુ ને સદરહુ
પાસેથી રૂ૦ ની સદરહુ રકમ વસુલ કરી અપાવવી એવો ઠરાવ થયો છે ને
સદરહુ હુકમનામાં બદલ સદરહુ ને સદરહુ
પાસેથી નીચે લખેલી રકમ હજી સુધી લેહેણી રહી છે.

| | રૂ. | આ. | પાઈ. |
|---|---|---|---|
| હુકમનામામાં અપાવેલી રકમ મધેથી લેણાં. .. | | | |
| પાછળનો ખરચ. .. .. .. .. .. | | | |
| જુમલે ... | | | |

માટે આ લેખઉપરથી તમને એવો હુકમ કરવામાં આવે છે કે સદરહુ
એ સદરહુ હજીસુધી લેહેણી રહેલી રકમ તમને આપે અથવા અપાવે

નહી તો ઝીંવા હુકમનામાંવાળો ભરપાઈનો સેરો લખી નહીં આપે અથવા દરખાસ્ત કાઢીલેવા અથવા રદ કરવાસારૂ તેણે અરજ નહી આપે તો સદરહુ ને દીવશની અંદર પકડી કોરટ આગલ હાજર કરવો. તા. માહે સન ૧૮૭

---

શ્રી.

ફરીયાદીનો નંબર

સંવત ૧૯૩

શ્રીમંત સરકાર સેના ખાસખેલ સમસેર બહાદુર વિદ્યમાન

ની કોરટમાં

વાદી.

પ્રતીવાદી.

ની દીવાની જેલના નાજરને.

સદરહુ ફરીયાદીમા મજકુરની તરફનું મજકુર પાસેથી લેવાનું હુકમનામું તારીખ માહે સને ૧૮ ને રોજે થયુંછે અને એ હુકમનામાનો ફડચોક.રી શકયો નહીં તેથી હુકમનામું બજાવવાનાં કામમાં પકડાઈ આવેછે આ લેખ ઊપરથી તમને ફરમાવવામાં આવેછે કે સદરહુ ને તમારા સ્વાધીનમાં લેવો ને ની મુદત સુધી ની દીવાની જેલમાં બંદોબસ્તથી રાખવો પરંતુ એ મુદત પુરી થતાં પેહેલાં એ શખસ.

સદરહુ રૂ. ની રકમ આપે અથવા આપાવે અથવા મજકુર કે જેની તરફનું હુકમનામું ઉપર કહ્યા પ્રમાણે થએલુંછે તે લખત વાર અરજી મજકુરને છોડી દેવાની આપે અથવા કાયદા પ્રમાણે મજકુર કંઈ બીજી રીતે છુટી જાએ ત તેને છોડી દેવો અને એ પ્રમાણે છોડી દેવાની વાત કોરટને તુરત જાહેર કરવી.

તેમને ખબર આપવામાં આવેછે કે સદરહુ ખોરાકીના દર મહીનાના રૂપીયા નીરકમ મુકરર કરીછે અનેરૂ. ની રકમ તારીખ માહે સને ૧૮ સુધીની ખોરાકીની આ વારંટ સાથે મોકલીછે અને માસની આએર તારીખે અથવા ત્યાર પેહેલા તથા ત્યાર પછીના હરેક માસની આએર તારીખે અથવા ત્યાર પહેલાં તે માસ પછીના મહીનાની ખોરાકીના રૂ. નહી આપેતો તમને હુકમ કરવામાં આવેછે કે તે આવતા માસની ૧લી તારીખે ને કેદમાંથી છોડી દેવો.

તારીખ માહે સને ૧૮

---

શ્રી.

જંગમ માલની જપ્તી અથવા જપ્તી તથા વીકરી કરવાનું વારંટ — મુકદમા નંબર — સન

શ્રીમંત સરકાર ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર

વી.

} વાદી

} પ્રતીવાદી

હુકમનામાની રકમ.......... રૂ.
ખરચ...................... રૂ.

જુમલે રૂ.

કોરટના નાઝરને.

સદરી લખેલા મુકદમામા સદરહુ અણે તા૦ માહે સન ૧૮૭ ને રોજ સદરહુ રકમ રૂ. પોતાને મળવા બાબત કોરટમા હુકમનામું મેળવ્યું છે અને સદરહુ હુકમનામા બાબત સદરહુ હુકમનામાના માલકને નીચે લખેલી રકમ હજી સુધી લેણી રહી છે.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| હુકમનામામા અપાવેલી રકમમાંથી બાકી લેણી .. | | | |
| પાછળનો ખરચ .. .. .. .. .. .. | | | |

જુમલે..

માટે આ લેખ ઊપરથી તમને એવા હુકમ કરવામાં આવે છે કે સદરહુ સદરહુ રકમ તમને આપે નહી અગર અપાવે નહીં કીંવા સદરહુ હુકમ નામાવાળો ભરપાઈનો શેરો લખી આપે નહીં કીંવા દરખાસ્ત કાઢી લેવા શારૂ અગર

૨૬ કરવા સારૂ અરજ આપે નહી તો સદરહુ ને નીચે લખેલો માલ અગર તેમાનો જેટલો માલ સદરી લખેલા હુકમનામાં તથા ખરચની ભરપાઈ થવા સારૂ વાજબી રીતે બશ થશે એવું નજરમાં આવે તેટલા માલની જપ્તી કરીને સદરહુ હજી સુધી લેણી રહેલી રકમ વસુલ કરવી.

એ વારંટ તા૦ માહે સન ૧૮૭ ની અંદર બજાવવું.

માલની વીગત.

તા૦ માહે સન ૧૮૭

દરખાસ્ત નંબર સન ૧૮૭ ની

બજાવવા સારૂ નાઝરનો તરફની મોકલ્યુ

તા૦ માહે સન ૧૮૭

---

શ્રી.

મુકદમા નંબર

સંવત ૧૯૩

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમસેર બાહાદુર વી.

} વાદી

} પ્રતીવાદી.

---

ને

ઉપર લખેલા મુકદમામાં સદરહુ ની તરફથી સદરહુ ઉપર રૂા તથા ખરચ રૂા જુમલે રૂા નું હુકમનામું થયુછે અને તે અા રૂલમાં લાવવા સારૂ સદર હુ એ આ કોર્ટમાં એવી દરખાસ્ત કરીછે કે નીચે લખેલા જે તમારા મા અનામત રાખેલાછે અને જે સદરહુ ને આપવા જોગ થયોછે અથવા થવાનો છે તે જપ્ત કરવા.

માટે આ નોટીસ પોંચેથી સદરહુ આ કોરટનો બીજો હુકમ થાય તાંહા સુધી તમારા તાબામાં રાખવા. તા. માહે સન ૧૮૭

---

શ્રી.

ફરીયાદીનો નંબર
સંવત ૧૯૩

____________________ કોરટમાં
____________________ વાદી
____________________ પ્રતિવાદી

આ કોરટના ____________________ ને હુકમ ફરમાવવામાં આવેછે કે આ કામમાં જપત થયેલી મીલકતના લીલામની નોટીસની નકલો તમારા સ્વાધીનમાં કરવામાં આવીછે તેમાંથી એક નકલ કોરટમાં પ્રસીધ જગાએ ચોહોડાવવી ને બીજી નકલ ગામમાં ઠેકાણે વાંચી સંભળાવી પ્રસીધ કરી તે ગામની પ્રસીધ જગામાં ચોહોડાવવી, એ પ્રમાણે કરયા વીસેનો રીપોટ કરવો.

તારીખ માહે સને ૧૮

ગામવાળાઓને તાકીદ ઉપર લખ્યા પ્રમાણે પ્રસિધ થયા વીસેનો રીપોરટ કરવો તા. સહી

---

શ્રી.

દરખાસ્તનો નંબર — જંગમનું જાહેરનામું.
સંવત ૧૯૩

જાહેર નામું.

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમસેર બહાદુર.

વી. ____________________ નાઝરની કચેરીમાં મિલકતનું વેચાણ.

મુકદમો નંબર
કોરટમાં

____________________ વાદી

સામાવાળો.

____________________ પ્રતિવાદી

સદરહુ વાદીએ તારીખ માહે સને ૧૮ ને રોજ સદરહુ પ્રતિવાદીએ ઉપર રૂપીઆ ની રકમનું હુકમનામું મેળવેલું અને તે આપી રકમ હજુ સુધી લેહેણીછે તેથી તથા તેજ કરજ સારૂ નીચે લખેલી મિલકત જપત

કરવામાં આવીછે તેથી

આ નોટીસ આપવામાં આવેછે જે જો સદરહુ કરજદાર

નાઝરને અથવા કોરટના બીજા યોગ્ય અધિકારીને રૂપીઆ ની સદરહુ રકમ ભરે નહી તો અથવા સદરહુ હુકમનામાવાળો પોતાની ભરપાઈથવા બાબત નાઝરને અથવા બીજા યોગ્ય અધિકારીને દાખલો લખી નહી આપે તો સદરહું મિલકત જે એ પ્રમાણે જપ્ત કરવામાં આવી છે તે.

તારીખ માહે સને ૧૮૭ ને રોજ સવારના ૧૦ વાગતે જાહેર લીલામથી વેચવામાં આવશે.

આ ઉપરથી વળી નોટીસ આપવામાં આવેછે કે બતલાવેલી મિલકતમાં સદરહુ પ્રતિવાદી ના હક સંબંધ તથા હીલાઓ હસે તેટલાજ ફકત વેચવામાં આવસે.

---

શ્રી.

જંગમ માલની લીલામની યાદી.

ની કોરટમાં

અવલ મુકદમો નંબર સંવત ૧૯૩

દરખાસ્તો નંબર સંવત ૧૯૩

નીચે લખેલો માલ કે જે આ મુકદમા મધ્યેની કાહાડેલા તારીખ માહે સન ૧૮૭ ના વારંટ અન્વયે જપ્ત કરવામાં આવેલો તે આજરોજ જાહેર લીલામથી વેચવામાં આવ્યોછે.

વેચાણનું જાહેરનામું

વાંચી સંભળાવ્યોછે.

મોજે પ્રગણે મા

સવારના કલાકે વેચાણ સરૂ કરયુંછે.

---

શ્રી.

દરખાસ્ત નંબર

સંવત ૧૯૩

જંગમ માલ ખરીદદારને આપવાની નોટીસ

મુકદમો નંબર સંવત ૧૯૩ ની

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેરબાહાદુર વો.

---

} વાદી.

દાવા ૩.

{ પ્રતીવાદી.

---------------------------------------- ને

ઉપર લખેલા મુકદમામાં સદરહુ ની

તરફનું હુકમનામુ થએલું અમલમાં લાવવા સારૂ નીચે લખેલી મીલકત જપ્ત કરવામાં આવી છે તે મીલકત ઉપર ની માલકી છતાં તુરત વહીવટ કરવાનો હક

તમારો છે.

અને આ કોરટના હુકમ ઉપરથી લીલામ થયું તેમાં તા. માહે સન ૧૮૭ ને રોજ સદરહુ મીલકતનો પ્રદરહુ નો સરવ દાવો તથા હક તથા હીસ્સો રેહેનાર

વેચાથી લીધો છે.

માટે આ નોટીસ આપવામાં આવેછે કે સદરહુ મીલકત વેચાણ લેનાર સદરહુ શીવાય બીજા

કોઈના તાબામાં આપવાની તમને આ લેખ ઉપરથી મનાયછે

તા૦ માહે સન ૧૮૭

---

શ્રી.

સ્થાવર મિલકતની જપ્તીનું વારંટ

મુકદમો નંબર

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમસેરબાહાદુર

વિદ્યમાન ----------------------------------------

{ વાદી.

{ પ્રતીવાદી.

| | રૂ. | આ. | પઈ. |
|---|---|---|---|
| હુકમનામાની રકમ .. .. | | | |
| ખરચની રકમ ... ... | | | |
| જુમલે રૂ. | | | |

કોરટના નાઝરને

સદરહુ તા. માહે સન ૧૮૭ રોજે ઉપર લખેલા મુકદમા મધે પોતાને રૂ. ની સદરહુ રકમ અપાવવા બાબત હુકમનામું

કોરટમાં મેળવું અને સદરહુ હુકમનામા બાબત સદરહુ ને નીચે લખેલી રકમ સદરહુ ની પાસેથી હજીસુધી લેહેણી રહીછે.

| | રૂ. | આ. | પઈ. |
|---|---|---|---|
| હુકમનામામાં અપાવેલી રકમમાંથી લેહેણા.. | | | |
| હુકમનામું થયા પછીનો ખરચ.. | | | |
| જુમલે રૂ. | | | |

માટે તમોને આ લેખ ઊપરથી હુકમ કરવામાં આવેછે કે સદરહુ.

સદરહુ રૂપીયા તમને આપે અથવા અપાવે નહીંતો અથવા સદરહુ હુકમનામા વાળો ભરપાઈનો શેરો આપે નહીં અથવા દરખાસ્ત પાછીલેવા અથવા રદ કરવા સારૂ અરજી આપે નહીંતો નીચે લખેલી સ્થાવર મીલકત જપ્ત કરી સદરહુ રૂપીઆ વસુલ કરવા.

આ વારંટ તા. માહે સન ૧૮૭ ની અગઉ બજાવવું જોઈએ.

મીલકતની વીગત.

તારીખ માહે સન ૧૮૭

દરખાસ્ત નંબર સન ૧૮૭ ની ની

ચવાઇ હુકમ સાથે નાઝર તરફ મોકલ્યું. તા૦ માહે સન ૧૮૭

રીપોર્ટ.

વારંટમાં લખેલી મીલકત મનાઈ હુકમથી જપ્ત કીધી મનાઈ હુકમ ઉપરનો શેરો જુવો તથા વહિવટદાર કચેરીમાં એક પ્રત લગાડી તે બદલ ડિસ્ટ્રિક્ટ કોરટના નાઝરનો તા૦ માહે સન ૧૮૭ નો શેરો જુવો.

વેચાણનું જાહેરનામુ મોકલવા સારૂ વારંટ કોરટ તરફ પાછું મોકલ્યું તા૦ માહે સને ૧૮૭

નાઝર

વેચાણનું જાહેરનામું નાઝર તરફ મોકલ્યું વેચાણની તારીખ માહે

સન ૧૮૭ ઠેરાવીછે. તા૦ માહે સન ૧૮૭

વેચાણનું જાહેરનામું બરોબર રીતે પ્રસિધ કીધું જાહેરનામા ઉપર શેરોછે તે જુવો તા૦ માહે સન ૧૮૭

તા૦ માહે સન૧૮૭

નાઝર.

---

શ્રી.

ફરીયાદીનો નંબર

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેર બાહાદર વી.

______________________________ વાદી.

______________________________ પ્રતિવાદી

રેહેનાર ને

ઉપર લખેલી ફરીયાદીમાં સદરહુ ની તરફથી તમારા ઉપર રૂપીઆનું હુકનામું થયું છે અને તે અમલમાં લાવવા સારૂ સદરહુ એ નીચે લખેલી મિલકત જપ્ત કરવાની આ કોરટને અરજ કરી છે.

માટે આ લેખ ઉપરથી તમને હેવી મનાઇ કરવામા આવે છે કે સદરહુ મિલકત વેચાણ અગર બક્ષીસ અથવા બીજી કોઇપણ રીતે તમારે કોઇને આપવી નહીં અને કોઇપણ માણસે તે મિલકત વેચાણ કીંવા બક્ષીસ અગર બીજી કોઇપણ રીતે લેવી નહી.

તારીખ માહે સને ૧૮

---

દરખાસ્ત નંબર શ્રી મીલકતનું વેચાણ થવાનું છે.

જાહેર નામુ.

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદર વી.

______________________________ વાદી

______________________________ પ્રતીવાદી.

સદરહુ એ તારીખ માહે સન ૧૮૭ ઇસવી રોજે સદરહુ ના ઉપર રૂપીયા ની રકમનું હુકમનામુ

મળવ્યું છે અને તે પર્ચીકી હજી સુધી લેહેણા રહ્યા છે અને તે પેટે ણા વાસ્તે નીચે લખેલો માલ જપ્ત થયો છે.

માટે આ નોટીસ આપવામાં આવેછે કે સદરહુ નીવાડાનો કરજદાર રૂપીયા સદરહુ રકમ કોરટના નાઝર અથવા બીજા સરકારી અમલદારને નહી આપે અથવા સદરહુ હુકમનામાવાળો નાઝર અથવા બીજા યોગ્ય અમલદારને પોતાના દાવાનો ફડચો થયા વીશેનો દાખલો લખી આપે નહી તો આ પ્રમાણે જપ્ત થએલો સદરહુ માલ વાર તારીખ માહે સન ૧૮ ઘડસવીને રોજ વાગતાં ખુલી રીતે લીલામમાં વેચવામાં આવશે.

આ લેખ ઉપરથી બીજી એવી નોટીસ આપવામાં આવે છે કે, ઊપર લખેલી મીલકતમાં સદરહુ પ્રતીવાદી નો જે દાવો અગર હક અથવા હીસો છે એટલાનેજ આ વેચાણ લાગુછે. તારીખ માહે સને ૧૮

---

**શ્રી**

સ્થાવર મીલકતના લીલામની યાદી.

________________ ની કોરટમાં

અવલ મુકદમો નંબર સંવત ૧૯૩

દરખાસ્તનો નંબર સંવત ૧૯૩

મજ્યે તારીખ માહે સને ૧૮૭ ના કહાડેલા વારંટ પ્રમાણે નીચે લખેલી મીલકત જપ્ત થયેલી તે આજ રોજ જાહેર લીલામથી વેચવામાં આવી છે વે આણનું જાહેરનામુ વાંચી સંભળાવવામાં આવ્યું છે.

મોજે પ્રગણે માં સવારના વાગતે વેચાણ શરૂ થયું.

---

ફરીયાદીનો નંબર **શ્રી**

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેરબહાદુર વી. ________________ ની કોરટમાં

________________ વાદી

________________ પ્રતીવાદી

તારીખ માહે સને ૧૮ ને રોજ સદરહુ કોરટના હુકમથી ઉપર લખેલી ફરીયાદીમાં થએલું હુકમનામુ અમલમાં લાવવા સારૂ લીલામ થયુ. તેમાંથી એ ખરીદ કરયું છે તે બાબત એની પાસે રૂપિયા ની રકમ લેહેણી હતી તે પહોંચીછે.

તારીખ માહે સન ૧૮

નાજર

---

શ્રી.

## હુકમનામા ઉપરથી થએલા લીલામમાં ખરીદી કીધા બદલ સરટીફીકેટ.

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેર બહાદુર

વીદ્યમાન ______________________________

મુકદમો નંબર સંવત ૧૯૩ નો

નો ની કોરટમાં

} વાદી.

} પ્રતીવાદી.

સદરહુ એ તા૦ માહે. સન ૧૮૭ ને

રોજે ની કોરટમાં સદરહુ ના ઊપર હુકમનાંમુ મેળવ્યું તે અમલમાં લાવવા સારૂ સદરહુ
ની નીચે લખેલી મીલકત જપ્ત કરી વેચવામાં આવી છે
માટે આ સરટીફીકટ આપવામાં આવે છે કે
કોરટના હુકમ ઉપરથી તા. માહે સન ૧૮૭ ને
રોજ. લીલામ થયુ તેમાં એ રૂપીઆ
ની રકમને તેણે સદરહુ કોરટમાં બરોબર રીતે ભરી છે તે રકમથી સદરહુ મીલકતનાનો સદરહુ ______________________________ નો સરવ
દાવો તથા હકક તથા હીસો વેચાતો લેવોછે. તા૦ માહે સન૧૮૭

---

શ્રી

# રોજનામું.

ના ______ જડજની કોરટમાં

| પરચુરણ કામ કોઇ કામ ચાલવા સારૂ જે જે તારીખોમાં કોરટના નામ આવેછે તે તે તારીખો. | કાગળની નીશાણી. | પરચુરણ કામ નંબર સન ૧૮૭ પઇકી. | જે તારીખ સુધી પરચુરણ કામ મુલતવી રાખ્યું તે તારીખ. |
|---|---|---|---|
| | | } અરજદાર<br><br>સામાવાળો<br><br>દાવો રૂ. | |
| તા. | ૧ | અરજદારના વકીલ. આપેલી | |
| માહે | | અરજી તપાશીને રજીષ્ટર કીધી. | |
| સન૧૮૭ | ૨ | અરજદારનું વકીલ પત્ર. ______ | |
| | | સામાવાળાને નોટીસ. | |
| | | તા. માહે સન ૧૮૭ સુધી | તા. |
| | | સારૂ મુલતવી. | માહે |
| | | | સન ૧૮૭ |

શ્રી

ફરીઆદીનો નંબર
સંવત ૧૯

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર
વી. ______________________ ની કોરટમાં
______________________
અરજદાર ______________________
જવાબદાર ______________________
શદરહુ જવાબદાર ______________________

ને માલુમ થાય કે તમે તમારા પ્રતિવાદી ______________________ . ઉ-
પર હુકમનામુ કરાવી લઈ નીચે લખેલી મિલકત જપ્ત કરાવી છે.

______________________

______________________

સદરહુ મીલકત ઉપરથી જપ્તી ઊઠાવવા સારૂ અરજદારે અરજી આપી છે માટે તેનો છેલો નીકાલ કરવા સારૂ તા. માહે સન ૧૮૭ નો દીવસ ઠરાવેલો છે માટે તે દીવસની અંદર સાક્ષિઓને હાજર કરવા વિગરેના પુરાવા સારૂ મુદત માનવાની હશે તો સાક્ષિની દરખાસ્ત આપી અરજ વગેરે કરી નિમેલે દીવસે સરવે પુરાવા સાથે તમે પોતે અથવા વકીલની મારફતે હાજર થવું. સદરહુ પ્રમાણે તમો હાજર નહી થસો તો તમારી ગેરહાજરીમાં જે હુકમ કરવાનો તે કરવામાં આવશે.

તા. માહે ______________________ સન ૧૮૭

---

શ્રી.

વારંટનો અમલ મુલતવી રાખવા સારૂ હુકમ

દરખાસ્ત નંબર
સન ૧૮૭ ની

હુકમ નંબર.

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેર બાહાદુર વી.
______________________ કોરટના નાઝરને

મુકદમો નંબર સંવત ૧૯૩ નો એમાં તા. માહે સન ૧૮૭ ના વારંટમાં લખેલા ઊપરથી જપતી ઊઠાવવાસારૂ મારજનમાં લખેલા સખસની અરજ આવીછે અને તે ઉપરથી ચોકશી કરવી એવું નજરમાં આવેછે વાસ્તે

આલેખ ઉપરથી તમને એવો હુકમ
કરવામાં આવેછેકે કોરટનો બીજો
હુકમ થતાં સુધી સદરી લખેલા વા
રંટનું કામ ચલાવવાનું મુલતવી રા
ખવું તા. માહે
સન ૧૮૭

જજ.

દરખાસ્ત નંબર સન ૧૮૭ ની.

ની.

જો એ, દરખાસ્ત ઠુમારમાં શામીલ કરી રાખો તા. માહે સન ૧૮૭

નાઝર.

---

શ્રી.

દરખાસ્ત નંબર
સંવત ૧૯૩

જપતી ઉઠાવવાના અરજનો
નીકાલ જણાવવાનો હુકમ

હુકમ નંબર.

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેર બાહાદુર

ની. ____________ કોરટના નાઝરને

મુકદમો નંબર સંવત ૧૯૩ નો એમાં તા. માહે
સન ૧૮૭ ના વારંટમાં લખેલા ઉપરથી જપતી
ઉઠાવવા સારૂ મારજનમાં લખેલા ઈસમનો અરજ આવ્યા ઉપરથી તેની ચોકશી થતાં સુધી

સદરહુ વારંટ ઉપરથી અમલ ચલા
વવાનું કામ મુલતવી રાખવા સારૂ

તમોને નંબર તા૦ માહે સન ૧૮૭ નો હુકમ લખવામાં
આવેછે તે અરજની ચોકશી થઇ નીચે લખેલી મિલકત ઉપરની જપ્તી
નો ઠરાવ થએ છે તે જાણીને આ ઉપરથી સદરહુ વારંટના

કામમાં પેસ્તુર જે કરવું હશે તે કરી આ હુકમ છેવટ વારંટ સાથે કોરટ તરફ પાછો મોકલવો.

મીલકતની વીગત

તા૦ માહે સન ૧૮૭

દરખાસ્ત નંબર સન ૧૮૭ ની. ની.

જોઇને દરખાસ્તના તુમારમાં સામીલ કરી રાખવો.

તા૦ માહે સન ૧૮૭

નાઝર.

---

લીલામમાંવેચાથી લીધેલી મીલકત લીલામદારને હવાલે કરવા સારૂ નાજરને હુકમ

શ્રી

ની

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર વી.

ના કોરટમા

અવલ મુકદમો નંબર સન ૧૮૭ નો

દરખાસ્ત નંબર સન ૧૮૭ ની

} વાદી

દાવો રૂ.

} પ્રતીવાદી

કોરટના નાઝરને

ના કોરટે સદરહુ મુકદમામા જે હુકમનામુ કીધુ તે બજાવવાના કામમાં તા૦ માહે સન ૧૮૭ રોજ એણે આ કોરટના હુકમ મુજબ થએલા લીલામની વીકરીમાં નીચે લખેલી સ્થાવર મીલકત વેચાથી લીધી અને સદરહુ મીલકત પોતાને હવાલે કરવી એવો સદરહુ એ ચારજ કરયો છે

માટે આ લેખ ઉપરથી તમોને એવો હુકમ કરવામાં આવેછે કે જો સદરહુ મીલકત સદરહુ ના અગર તેના તરફથી કોઇ માણસના અથવા સદરહુ મીલકત જપ્ત થયા પછી પ્રાપ્ત થએલા હક ઉપરથી દાવો કરનારા બીજા કોઈ માણસના વહીવટમાં છે એવું નજરમાં આવે તો સદરહુ અરજદારને અગર તેણે પોતાની તરફથી તે માલ સ્વાધિન લેવા સારૂ લખી નિમેલા માણસને સદરહુ મીલકતનો કબ

જો આવી અને જરૂર પડશે તો એવો જે કોઈ માણસ તે મીલકત ખાલી કરી આપવા ના કબુલ હશે તેને કાઢીનાંખી સદરહુ મીલકત સદરહુ અરજદારને હવાલે કરવી.

એ હુકમ તા૦ માહે સન ૧૮૭ રોજની અંદર અમલમા લાવવો તા૦ માહે સન ૧૮૭

સદરહુ હુકમમાં લખેલી સ્થાવર મીલકતનું વરણન જજ

જજ

---

શ્રી.

વ. અ. દી. જા. નંબર ७०

યાદી મેહેરબાન વડોદરા પ્રાંતના ન્યાયાધીશ સાહેબ તરફ મોકલવાની વરિષ્ટ કોર્ટમાંથી એવી જે.

માલ મીલકતના વેચાણનું જાહેરનામું કરવાના સંબંધમાં સ્થાનીક કાયદાની કલમ ૧૬૧ પ્રમાણે જેનો હક હોય તેણે હાજર થવાનાં જાહેરનામાં કરવાં કીંવા નહીં એ વીશે તથા માલ મીલકતનાં વેચાણ બદલ જાહેરનામાં કરવાના નમુના પ્રથમ મોકલવામાં આવ્યા છે. તેના મથાળામાં કેટલી શંકા ઉત્પન્ન થયા વીશે આ કોર્ટને જાહેર થયા ઉપરથી ઠરાવવામાં આવ્યું છે કે કલમ ૧૬૧ મુજબ જાહેરનામાં કરવાની જરૂર નથી.

તમામ જગોએ એક સરખો વહીવટ ચાલવા બદલ માલ મીલકતના વેચાણનાં જાહેરનામાં કરવા બદલનો નવીન નમુનો તૈયાર કરવામાં આવી તેની એક પ્રત આ સાથે આપ સાહેબ તરફ મોકલવામાં આવી છે મોકલેલી પ્રતમાં ઉદાહરણ સારૂ બીજા દાવેદારોનાં નામ તથા તેઓના હકોના ઠરાવ વીશે જે હકિકત બતાવવામાં આવી છે તે ઠેકાણે જે જે વખત જે કામમાં એ જાહેરનામાંનો ઉપયોગ કરવો હોય તે કામ ચાલ્યાની હકિકત બતાવવી જોઈએ.

આ પ્રમાણે આપને ત્યાં તથા આપના તાબાની કોર્ટમાં સરખો વહીવટ રેહેવાની તજવીજ મેહેરબાની કરશો એવી ઉમેદ છે તારીખ ૧૪મી ઓગષ્ટ સને ૧૮७૮

છોટાલાલ દતરામ. ખ. રૂસ્તમજી.

ચીફ જષ્ટીસ.

---

શ્રી.

દરખાસ્તનો નંબર ૧૦૮ સંવત ૧૯૩૩ માલ મીલકતના વેચાણનું જાહેરનામું

વડોદરા પ્રાંતના ન્યાયાધીશ સાહેબત રફ

## જાહેરનામુ.

શ્રીમંત સરકાર ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બાહાદુર.

વિદ્યમાન. માહાલ મુનસફ કોર્ટ

મુંકદમો નંબર ૨૦૨ સંવત ૧૯૩૨.

* ગોરધન ઇંછારામ વીગેરે — વાદી.

તાપીદાસ નવીનધરામ — પ્રતિવાદી.

સદરહું વાદીએ તારીખ ૨૦મી માહે જાનેવારી સને ૧૮૭૭ ઈ. ને રોજ સદરહું પ્રતીવાદી તાપીદાસ ઊપર રૂપીયા ૨૦૧૬ની રકમનું હુકનામું મેળવેલું અને તે ઉપરથી રૂ૨૧૬૦) લ્હેણા છે. તેથી તથા તેજ કરજ સારૂ નીચે લખેલી મીલકત જપ્ત કરવામાં આવી છે.

માટે આ નોટીસ આપવામાં આવે છે કે, સદરહુ કરજદાર તાપીદાસ નવનીધરામ નાજરને અથવા કોર્ટના બીજા યોગ્ય અધિકારીને સદરહુ રકમ ભરી નહીં. તો અથવા સદરહુ હુકમનામાં વાળો પોતાની ભરપાઇ થયા બાબત નાજરને અથવા બીજા યોગ્ય અધિકારીને દાખલો લખી નહીં આપે તો સદરહુ મીલકત જે પ્રમાણે જપ્ત કરવામાં આવી છે. તે તારીખ ૮ માહે ફેબરવારી સને ૧૮૭૮ને રોજ સવારના ૧૨ વાગતે જાહેર લીલામેથી ભુતડીના ઝાંપા આગળ વેચવામાં આવશે.

સદરહુ મીલકત ઊપર નંબર ૧૮ સંવત ૧૯૩૪નો ઠરાવ કરી અર્જદાર ગોવીંદ ડાહ્યાનો હકક રૂપીયા ૨૦૦ પુરતો ઠરેલો છે. તે કાયમ રાખીને વેચાણ થશે.

સદરહુ મીલકતની તપશીલ.

જંગમ મીલકત હશે તો તેનો તપશીલ લખવો.

વેચવાની મીલકત સ્થાવર હશે તો ચતુ શીમાં (તથા યથા રૂપ સમજી સકાય એવી નીશાણીઓ લખવી) તથા કીમતનો અજમાયસ લોકો કરી સકે એવું વર્ણન બતાવવું.

વેચવાની મીલકતમાં સરકારને મેહેસુલ ભરનારી ઇસ્ટેટમાંમાંનો અથવા તેનો કાંઈ ભાગમાંનો હક સંબંધ હોય તો તે ઇસ્ટેટ અથવા તેનો ભાગ ઉપર ઠરાવેલો જમાબંદી આકાર તે પણ બતાવવો.

તા૦

જંગમ મીલકતનો તપશીલ.

૧૦ પીતળની તપેલીઓ ૧૦ લોટા પીતળના ૧ કથરોટ પીતળની

૨૧

સ્થાવર મીલકતની ચતુ; શીમા વીગેરે.

૧ ઉત્તર ડાહ્યા ગોવીંદનું ઘર. ૩ પૂર્વમાં કમાલ નુરનું ઘર.

૨ દક્ષિણમાં માધવ મોરારનું ઘર ૪ પશ્ચિમમાં સાલમ ભીખાનું ઘર તથા મેહેલાનો મારગ.

એ ઘરમાં ટાંકું ૧ તથા જાજરૂ ૧ તથા કુવો ૧ ખારા પાણીનો એ ઘરની લંબાઈ હાથ ૩૦ને પોહોળાઇ હાથ ૧૦ એ ઘરને ત્રણ મજલા છે તેમાં બે મજલા સાગવાની કાટવાળાને ત્રીજો મજલો રાઇવળના કાટનો છે.

આ પ્રતીવાદી એકુત છે તેની પાસે સરકારી બાકી રૂ ૩૦૦) છે તે જતાં બાકી-
નો હક વેચવાનો.

આ નમુનો મંજુર કરયો. તારીખ ૧૪મી ઓગષ્ટ સને ૧૮૭૮

ખ. રૂસ્તમજી
ચીફજસ્ટીસ.

---

શ્રી.

## સરકયુલર. નંબર. ૧

વરિષ્ટ કોર્ટ તા. ૨૨ અગષ્ટ શને ૧૮૭૮

કાયદાની તકરારો બાબત તથા બીજા કારણોસર ખુલાસો લેવાના તુમારો તથા રૂલ મુજબ કામો સુબા તથા પ્રાંત ન્યાયાધીશો તરફથી આ કોર્ટમાં આવેછે તેમાં ઘણું કરીને સુબાસાહેબો તથા જજે સાહેબો પોતાનો અભિપ્રાય જણાવ્યા શીવાય કામ આ કોર્ટમાં મોકલેછે એ બરાબર નથી.

આવી બાબતમાં એવું થવું જોઇએ કે જેકોઇ વિષયના વાસ્તે કોઇ હાકીમરને જે શંકાનો ખુલાસો લેવો જરૂર જણાય તેઓએ તેની હકિકત પોતાના અભિપ્રાય સાથે ઊપરી અધિકારીને જણાવવી. અને ઊપરી અધિકારીએ પોતાના અભિપ્રાય સાથે આ કોર્ટમાં મોકલવું.

આ રીતની મદતથી છેવટ જે ખુલાસો મળે એવાત કેટલે દરજ્જે સારીછે. તારીખ ૨૨ અગષ્ટ શને ૧૮૭૮

છોટાલાલ દતરામ

ખ. રૂસ્તમજી
ચીફજસ્ટીસ.

---

શ્રી.

## સરકયુલર નંબર ૨

વરિષ્ટ કોર્ટ તા. ૨૨ અગષ્ટ શને ૧૮૭૮

સ્થાવર મીલકત હરરાજ થઇ વેચાણ રાખનાર ઇશમને જે સરકારથી દાખલો આપવામાં આવેછે તે વિષે આ રાજ્યમાં વહીવટ નક્કી ચાલતા કેટલાએક ઠેકાણે સાદા કાગળે અને કેટલાએક ઠેકાણે ષ્ટામ્પ કાગળ ઊપર એ રીતે આપેછે. એમ આ કોર્ટને જાહેર થયાથી ઠરાવવામાં આવ્યું કે સ્થાવર મીલકત હરરાજ થયાનો દાખલો (સરટીફીકેટ) લેવા તે સ્થાવર મીલકત વેચાણ લીધાનો દસ્તાવેજ કરવાની રૂલ (સ્થાનીક ષ્ટામ્પનિબંધ ૧ નાની કલમ ૩) માં જણાવ્યા પ્રમાણે ષ્ટામ્પ કાગળ ખરીદ કરી લેવા જોઇએ. ને સરકારથી એમુજબ ષ્ટામ્પ કાગળ ઉપર આપવો જોઇએ.

વાસ્તે ઊપર પ્રમાણે તમામ જગ્યાએ સરખો વહીવટ રહેશે એવી ઊમેદછે. તા. ૨૨ અગષ્ટ શને ૧૮૭૮

છોટાલાલ દતરામ

ખ. રૂસ્તમજી.
ચીફ જસ્ટીસ.

શ્રી

નંબર ૧૨૭

દીવાન સાહેબની ઓફીસ.
તા૦ ૧૯ મી જુલઈ સન ૧૮૭૮

લલુ દલપત અને હરીભાઈ ખુશાલ એ બંને પારેખોએ વરિષ્ટ કોરટને અરજ કરી કે લાંખો રૂપીઆનું લેહેણું ઘણાએક લોકો પાસે છે તે વસુલ કરવાનુ છે પણ લોકો પાસે એટલી બાકી આવવાની રહ્યાથી અમો બંનેને દેવાળુ કાઢવાની વખત આવી છે તેથી સદર લેહેણું વસુલ કરવા માટે શીરસ્તા પ્રમાણે ફરીયાદો કરવી થએથી ષ્ટાંપ ફી ભરવા અમોને સામર્થ નથી તેથી સરકારે અમોને સાદા કાગળ ઉપર ફરીયાદો કરવા પરવાનગી આપવી ફરીયાદોનો છેવટ નીકાલ થએ સરકારે ષ્ટાંપ ફી લેવી ષ્ટાંપ ફી બદલ અમો સરકારને યોગ્ય જામીન આપવા તઈયાર છીએ તથા સરકારની ખુશી હશે તો અમારી જે સ્થાવર મીલકત છે તે પણ ગીરો આપવા તઈયાર છીએ,

વરિષ્ટ કોરટે એ બંને પારેખની અરજ હજુરને યોગ્ય વીચાર થવા માટે મોકલતી વખતે લખેછે કે એ બંનેની દુકાનો પ્રથમ મોટી સારી રીતે ચાલતી હતી જેથી તેમને નાદારીમાં ફરીયાદ કરવા હરકત છે તેથી તેમની અરજો કબુલ કરવી.

સરં હકીકત વીશે હુકમ થવાને આપણને વીનંતી કરૂછું

યાદી

ટી. માધવરાવ.
૧૯-૭-૭૮

હજુર આશીસ્ટંટની વતી.
તા૦ ૨૦ જુલાઈ સને ૧૮૭૮

એ વીશે પ્રસંગે એ બાબતની વ્યવસ્થા કોરટે શીફારસ કર્યા પ્રમાણે કરવી કોરટે યોગ્ય અને લાયક જામીન લેવો. હેતુ એકે પરવાનગી આપ્યાથી સરકારી ઊત્પન્નને જરા પણ ધોકો આવવા દેવો નહી એવી તજવીજ કોરટે કરવી

ટી. માધવરાવ.
દીવાન.

તાજા કલમ. એ પરવાનગી નીયમીત વખત પુરતી કીંવા ફરીયાદોની સંખ્યા નક્કી કર્યા શીવાય બીન નિયમીત વખત સુધી પરવાનગી આપવામાં આવતી નથી. એ ઉપરથી સાફ સમજવુ કે સદર અરજદારને શીરસ્તા પ્રમાણે ફરીયાદ કરવા ષ્ટાંપ વિગરે ભરવા જેટલી રકમ વસુલ થતાં સુધી સરકાર પણ પોતાની પરવાનગી ચાલુ રાખ્યા બદલ ઠરાવં હજુર મંજુરીથી કરવાનો વરિષ્ટ કોરટ તરફ છે તા૦ ૨ સપટેંબર સન ૧૮૭૮.

ટી. માધવરાવ
દીવાન.

વ૦ અ૦ દી૦ આ૦ નંબર ૧૯૯ વ૦ અ૦ દી૦ સર૦ જા૦ નંબર ૨૩૧

મેહેરબાન વડોદરા પ્રાંતના ન્યાયાધિષ સાહેબ

પારેખ લલુ દલપત અને હરીભાઈ ખુસાલ એઓની અરજ ઉપરથી નામદાર શ્રી જે દીવાનસાહેબે ઇંગરેજીમાં ઠરાવ કરેલાની નકલ અને તરજુમો દક્ષણી લીપીમાં કરી મોકલ્યોછે તેથી જણાઈ આવશે. બંનો અરજદાર પોતાના લેણાની ફરીયાદો આપની અને તાબાની કોરટોમાં કરવા આવશે. તે પેહેલાં સરકાર ષ્ટામ્પ ખરચના રૂપીયા છેવટ ફેસલે ભરશે. એવો લાયક જમાન સરકારી પઈશા આપવાને હરકત ન થાય અને વખતે વખત આવશે એવી નજર પોચાડી લેવો અને તેમાં એવો કરાર લખી લેવો કે કદાચીત અમારી તરફથી કીંવા અમારા જામીનદાર તરફથી સદર ષ્ટાંમ્પ ખરચના રૂપીયા ભરવા હરકત થએથી અમારી અને જામીનદારની સ્થાવર જંગમ મીલકત હશે તેમાંથી વસુલ કરીલેવા એ પ્રમાણે અરજદાર અને જામીનદાર પાશેથી લખીલેઈ હુજુરના ઠરાવ પ્રમાણે બંનોની ફરીયાદો સાદા કાગળ ઉપર લેવી. અને કામ ચલાવવું. ષ્ટાંમ્પ ખરચ શીવાય બાકીનું સઘળું ખરચ વખતે વખત લેતાજવું સદરહું ઠરાવની તાજા કલમના છેલ્ટ ભાગમાં અરજદારને ધારા પ્રમાણે ફરીયાદો કરવા સ્ટામ્પ વીગેરે ભરવા જેટલી રકમ વસુલ થતા સુધી સરકાર પણ પોતાની પરવાનગી શીરૂ રાખશે એવુંછે; તેનો અરથ એટલોજછે કે હાલમાં અરજદાને ષ્ટાંમ્પ ભરવાની સતા નથી માટે તેમને સાદા કાગળ ઉપર ફરીયાદો લેવાની પરવાનગી આપી છે અરજદારોએ ફરીયાદો કરેથી તેમના હુકમનામાં થઇ કેટલો અવેજ વસુલ થયો તે જોયાબાદ તેમને ફરીયાદો કરવા ષ્ટાંમ્પ ભરવાનો પૈસો આવ્યો છે કે નહીં એવું જો આપણને લાગેતો આ તરફ લખી જણાવવું એટલે તે વિશે વિચાર થઈ લખી મોકલવામાં આવશે તારીખ ૪થી સપટંબર સને ૧૮૭૮

રૂજુ નારાયણ માહાદેવ.

બ. રૂસ્તમજી

ચીફ જષ્ટીસ.

શ્રી

સરકુલર નંબર. ૧૨૫

વરીષ્ટ અદાલત તા૦ ૧૯ અકટોબર સન ૧૮૭૮

કોઈ જાતની સ્ત્રી પોતાનો ધણી જીવંત અસ્તાં નાત્રે જવાની પરવાનગી માગે તો શીરીતે કરવું એ બાબત કડી પ્રાંતના સુબાસાહેબે લખાણ કરવાથી હુજુરમાં લખે હુજુરથી જવાબ આવ્યા પ્રમાણે આ કોરટે સરક્યુલર નંબર ૨૪૨ તા૦ ૯ જાનેવારી સન ૧૮૭૮ નો કરયોછે તેમાં સુબાએ રજા આપવી એવા શબ્દ લખ્યાંછે તે ઉપરથી એક અધિકારીને એવી શંકા ઊપજ થઇછે કે, છેડો છુટકાની રજા મળવાની સરવ ફરીયાદ સુબાએજ સાંભળી નીકાલ કરવો કે શી રીતે તેથી સદરહુ સરક્યુલર તથા છેડા છુટકા વીશે આ રાજ્યના કાયદામાં કલમ ૮૭ છે તે વિચારમાં લઈ હુજુરમાં લ-

બાબુ કરતાં તાંહાંથી જવાબ થેરા નંબર ૧૦૧ તા૦ ૧૧ સપટંબર સન ૧૮૭૮ માં લખાઈ આવ્યા મુજબ લખવાનું જે છેડો છુટકો કરી લેવા બાબત ફરીયાદ સાંભળવાનો અધિકાર પેહેલા વર્ગના માજીસ્ત્રેટનેછે ને તેથી ઉતરતા દરજાના માજીસ્ત્રેટને નથી એવું ઠરાવવામાં આવેછે માટે તે પ્રમાણે વહીવટ રાખવો તેમના ઠરાવ ઉપર કોઇને અપીલ કરવી હશે તો અપીલ સંબંધી આ રાજ્યના કાયદામાં નીયમછે તે પ્રમાણે વહીવટ ચાલવો.

સરક્યુલર નંબર ૩ સને ૧૮૭૧ નાની કલમ ૧૨ મા છેડો છુટકાનો હુકમ કરવાનો અધિકાર સર્વ માંજીસ્ત્રેટનેછે એવું લખ્યુંછે. તે એ સરક્યુલર પ્રમાણે જે મુંકદમા બને તે સંબંધી વાપરવાનોછે.

અમૃતરાવ મહીપતરાવ. ખરસેદજી રૂસ્તમજી.

શ્રી. ચીફ જસ્ટીસ.

---

શ્રી.

હુ. ક. સર નંબર ૧

## જાહેરનામું.

૧ રેવાકાંઠા તથા મહીકાંઠા તથા પાલણપુર તાબાના જમીનદાર લોકોના કેટલા એક વાંટા આ સરકારની હદમાંછે. એ વાંટાઓમાં સર્વ દીવાણી તથા ફોજદારી અધિકાર ગાયકવાડ સરકારનેજ માત્રછે, એવો ઇંગ્રેજ સરકાર તથા ગાએકવાડ સરકારની દરમ્યાન ઠરાવ થયોછે. અને હરેદો સરકારની દરમ્યાન એવું પણ ઠરેલુંછે કે જે વાંટામાં જમીદાર કાંઈ થોડો ઘણો દીવાણી કીંવા ફોજદારી અધિકાર ચલાવેછે તે વાંટામાં આગળ ઉપર અધિકાર ચલાવવા દેવાની ગાયકવાડ સરકારની મરજી હશે તો જમીદારોએ તે અધિકાર ચલાવવો, કીંવા તેના કરતાં કમી જાસ્તી અધિકાર ચલાવવો. એ વિશે ગાએકવાડ સરકાર જેવો ઠરાવ કરશે તે પ્રમાણે જમીનદારોએ અધિકાર ચલાવવો. તથા તે જાતે અને ગાએકવાડ સરકારની હકુમત નીચે ચલાવવો. જમીદારો ઉપરના વાંટામાં જે દીવાણી તથા ફોજદારી અધિકાર ઉપર લખ્યા પ્રમાણે ચલાવશે. તે ઉપરાંત બાકી સર્વ રહેલો દીવાણી તથા ફોજદારી અધિકાર ગાયકવાડ સરકારના યોગ્ય અધિકારી ચલાવશે.

૨ સદરહું ગાયકવાડ સરકારે સોંપેલા અધિકાર જમીદારોએ જાતે ચલાવવો જોઇએ. જો તેમને સદરહું અધિકાર પોતાની તરફથી ચલાવવા માટે બીજા કોઈને નીમવો હોયતો તેમ કરવાને ગાયકવાડ સરકારની મુદામ પરવાનગી લેવી જોઇએ. એવા

પરવાંનગી શીવાય સદરહું અધિકાર ચલાવવાને જમીદાર બીજા કોઈને નેમી સકશે નહીં. એ પ્રમાણે હરેદા સરકારમાં ઠરેલુંછે તે માટે આ જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવેછે.

૩ કયા વાંટામાં કયા જમીદાર અધિકાર ચલાવેછે એ આ જાહેરનામાની સાથે જોડેલી યાદીમાં દાખલ કરેલુંછે.

૪ ઉપરની યાદીમાં દાખલ કરેલા જમીદારો એ તે હાલ ચલાવેછે તે અધિકાર ગાયકવાડ સરકારની હકુમત નીચે તુર્ત ચલાવવો તથા તે અધિકાર તેમણે જાતે ચલાવવો.

૫ જો કોઈ જમીદાર જાતે સદરહુ અધિકાર ચલાવી નસકતા હોયતો વાંટામાં રહેનારા કામદારને સદરહું અધિકાર ચલાવવા દેવા વીશે તેમણે ગાયકવાડ સરકારની પરવાનગી માગવી એટલે ગાયકવાડ સરકાર યોગ્ય જણાશે તે પ્રમાણે હુકમ આપશે.

૬ ઉપર લખ્યા પ્રમાણે વાંટામાં જમીદારોએ જે અધિકાર ચલાવવાનો તે ગાયેકવાડ સરકારના રાજ્યમાંના કાયદા તથા નીયમોને અનુંસરીને ચલાવવો જોઈએ.

૭ જે મુકદમાઓ જમીદારના અધિકાર ઉપરાંતના હશે તે મુકદમાઓ તેમણે ગાયેકવાડ સરકારની જે અધિકારીઓને સદરહું મુકદમાઓની ચોકશી અથવા ફેસલો કરવાનો અધિકાર હોય તે યોગ્ય અધિકારીને સોંપીને દેવા એટલે તે કાયદા પ્રમાણે કરશે.

૮ આ જાહેરનામા પ્રમાણે અધીકાર ચલાવવામાં જે જમીદાર જે હુકમ કીયા ઠરાવ કરશે તે ઊપર અપીલ સાંભળવી કીંવા તેહેની તપાસણી કરવી તે ગાયેકવાડ સરકારની જે કોરટને અપીલ સાંભળવાનો તથા તપાસણી કરવાનો અધિકારછે. તે કોરટો સાંભળશે તથા તપાસ કરશે.

૯ વાંટાના અધીકારીના સંબંધી કોઇ પણ કામમાં જમીદારોએ હવેથી મેહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબના તરફ લખાણ કરવાનું નથી. એ જમીદાર તથા બીજા લોકોએ સમજવું જોઈએ. મેહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબે એવા કામમાં દખલ ન કરવા વીશે ઇંગ્રેજ સરકારથી ઠરાવ થએલોછે.

૧૦ પ્રાંતના સુભાને એવું જણાવવામાં આવે છે કે ઉપર લખ્યા પ્રમાણે અધિકાર ચલાવવામાં જે કામમાં જમીદારને કાંઇ સંશય ઊત્પન્ન થાય કીંવા અડચણ લાગે તે કામમાં જમીદારને યોગ્ય મુદત આપતા જવી. તથા તેમના વાંટામાં પોતાના હાથ નીચેના કામદાર, વગર કારણે હાથ ન ઘાલે એના ઉપર નજર રાખવી. તા. ૨૭ માહે અગષ્ટ સન ૧૮૭૮

વીનાયક જનાર્દન કીર્તને.
હજુર આસીસ્ટંન્ટ

કલમ ૩ માં જે યાદી જણાવી છે તે યાદી.

| નંબર | કીયાગામમાં વાંટા છે તે ગામ. | કીયો માહાલ તથા પ્રાંત. | જે જમીદારને દીવાની તથા ફોજદારી અધિકાર આ જાહેરનામાની કલમ ૩ પ્રમાણે હાલ રાખ્યો છે તે જમીદારનાં નામ. |
|---|---|---|---|
| ૧ | સમળાયા. | જરાદ પ્રાંત વડોદરા. | રાણા. સરદારશીંગજી પ્રતાપસંગજી ભાદરવાના ઠાકોર. |
| ૨ | મુવાલ. | સદર. | સદર. |
| ૩ | આણુસદ. | પાદરા, પ્રાંત વડોદરા. | સદર. |
| ૪ | ભીલ. | વડોદરા માહાલ, પ્રાંત વડોદરા. | સદર. |
| ૫ | જાસપુર. | સદર. | સદર. |
| ૬ | સોમળી. | સિનોર, પ્રાંત વડોદરા. | રાણા ખુમાનશીંગજી રાવશીંગજી માંડવા વાળા. |
| ૭ | નાહાંના કરાળા. | સદર. | સદર. |
| ૮ | પુવાવી. | ડભોઈ, પ્રાંત વડોદરા. | સદર. |
| ૯ | અંબાવ. | સંખેડા, પ્રાંત વડોદરા. | સદર. |
| ૧૦ | જીયાતલાવડી કારવાન. | ડભોઈ, પ્રાંત વડોદરા. | સદર. |
| ૧૧ | વણીયાદ. | નોર, પ્રાંત વડોદરા. | રાણા. ખુશાલશીંગ કશનશીંગજી સશીનોરવાળા. |
| ૧૨ | વરસડા. | જરોદ પ્રાંત વડોદરા. | દફપાલશીંગજી રાયશીંગજી છાલીઅરના ઠાકોર. |

# જાહેરખબર.

---

અમદાવાદમા વલંદાની હવેલી સામે તથા ફીકાભાઇની પોળમા કસ્તુર વીરચંદને ત્યાં નીચે લખેલા પુસ્તકો મળશે.

પેનલકોડ સને ૧૮૬૦ નો ૪૫મો મુંબઇ હાઇકોરટના ફેંસલા સાથે... ૧—૦—૦
ક્રીમીનલ પ્રોસીજરકોડ, સને ૧૮૭૨ નો ૧૦ મો મુંબાઇ હાઇકોરટ
    ના ફેંસલા સાથે.............................. ૨—૦—૦
અપરાધબોધક સુધારેલું.............................. ૧—૪—૦
ફોજદારી સંગ્રહતેની અંદર પેનલકોડ, ક્રીમીનલકોડ, ગામની પોલીસ,
    ડીસ્ત્રીકટ પોલીસ, જુગારનો તથા ફટકા વીગેરેના આકટો દાખ
    લ કરેલા છે.............................. ૩—૦—૦
માજીસ્ત્રેટની પરીક્ષાનો આકટ.............................. ૩—૮—૦
નવો શીવીલ પ્રોસીજર સને૧૮૭૭નો ૧૦ મો ટીકા સાથે.......... ૨—૮—૦
કરારનો આકટ સને ૧૮૭૨નો ૯ મો સુધારેલો.............................. ૧—૮—૦
પુરાવાનો આકટ સને ૧૮૭૨ નો નવો સુધારેલો .............................. ૧—૦—૦
પ્રશ્નોતર એવા નામનું મોટું પુસ્તક સુધારેલું.............................. ૨—૮—૦
ગાયકવાડી સરક્યુલર બુક બીજી આવૃતી .............................. ૧—૧૨—૦
ન્યાય તત્વ તા. ફોજદારી સારસંગ્રહ .............................. ૫—૦—૦
ન્યાયસંગ્રહ નામનુ મોટું પુસ્તક.............................. ૫—૦—૦
હીંદુ ધર્મ શાસ્ત્ર.............................. ૫—૦—૦
ટાર્ટ અપકૃત શાસ્ત્ર.............................. ૫—૦—૦
મુંબાઈ હાઇકોર્ટના ફેસલા વાલ્યમ ૩ ના ભાગ ૨જાના.............................. ૧—૦—૦
મુંબાઈ હાઇકોર્ટના ફેસલા વાલ્યમ ૩ ના ભાગ ૪ થાના.............................. ૧—૪—૦
જાંદારશા બાહાદરશાહની વારતા.............................. ૧—૦—૦
મુદત બાબતનો કાયદો.............................. ૦—૬—૦
વીશેશ ન્યાયનો કાયદો.............................. ૦—૬—૦
ડીસ્ત્રીકટ પોલીસ આકટ.............................. ૦—૪—૦
ઢોરના અતીક્રમણ બાબતનો કાયદો.............................. ૦—૨—૦
ફટકા બાબતનો કાયદો.............................. ૦—૨—૦
કલકત્તાની હાઇકોરટના ફેંસલા.............................. ૨—૮—૦
રજીષ્ટર બાબતનો કાયદો.............................. ૦—૬—૦
મામલતદારના અધિકારનો કાયદો.............................. ૦—૨—૦
ગામની પોલીસનો આકટ.............................. ૦—૨—૦
જુગાર બાબતનો કાયદો.............................. ૦—૨—૦
સરક્યુલર સંગ્રહ ભાગ બીજો.............................. ૦—૧૨—૦
ન્યાય આસરીય.............................. ૦—૧૦—૦

ઉપર લખેલા કાયદાઓ વીગેરે બીજી ઘણીખરી જાતનાં પુસ્તકો ઉપરને ઠેકાણે મળશે. દેશાવરવાળા પાસેથી ટપાલ ખરચ જાદે લેવામાં આવશે.

કસતુર વીરચંદ

અમદાવાદ.